પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# મેઘદૂત

---

ન્હાનાલાલ દલપતરામ કવિ



# प्रेमभक्ति-ग्रन्थमाला

## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧૭, શકુન્તલાનું સંભારણું, ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૬ |
| ૧૮, કુરુક્ષેત્ર : પ્રથમ કાંડ, યુગપલટો (૩ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૧૯, કુરુક્ષેત્ર : દ્વાદશ કાંડ, મહાસુદર્શન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦, ઉદ્દબોધન | ૧૯૨૭ |
| ૨૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ | ૧૯૨૭ |
| ૨૨, સંસારમન્થન ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૩, વિશ્વગીતા ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૪, ઇન્દુકુમાર, અંક ૨ જો | ૧૯૨૭ |
| ૨૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૨૮ |
| ૨૬, ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૭, જહાંગીર-નૂરજહાન | ૧૯૨૮ |
| ૨૮, કુરુક્ષેત્ર: ચતુર્થ કાંડ: યોધપર્વણી, પંચમ કાંડ: પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |

### ૧૯૨૯ માં છપાશે

| પ્રથમાવૃત્તિ | નવીન આવૃત્તિઓ |
|---|---|
| ઇન્દુકુમાર, અંક ૩ જો, સમર્પણ | પ્રેમકુંજ |
| શાહાનશાહ અકબરશાહ | રાજર્ષિ ભરત |
| પાંચ ઉપનિષદો, સમશ્લોકી | ઉદ્દબોધન |
| ધર્મમન્થન | |
| સંબોધન | |
| કુરૂક્ષેત્રઃ તૃતીય કાંડ, નિર્ઘોર | |
| દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | |

# પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

| | | |
|---|---|---|
| | | પ્રથમાવૃત્તિની સાલ |
| ૧, | કેટલાંક કાવ્યો, ભાગ. ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, | વસન્તોત્સવ ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૦૫ |
| ૪, | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, | ઇન્દુકુમાર, અંક ૧ લો ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૦૯ |
| ૬, | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૬ ઠ્ઠી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, | શ્રીમદ્ ભગવદ્‌ગીતા, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, | જયા-જયન્ત, ( ૪ થી આવૃત્તિ ) | ૧૯૧૪ |
| ૯, | મેઘદૂત, સમશ્લોકી ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૧૭ |
| ૧૦, | ઉષા ( ૪ થી આવૃત્તિ ) | ૧૯૧૮ |
| ૧૧, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, | રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ | ૧૯૨૨ |
| ૧૪, | પ્રેમભક્તિ-ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫, | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |

## પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# મેઘદૂત

## સમશ્લોકી, મૂળ સાથે

ભાષાન્તરકર્તા

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૫ ઇ. સ. ૧૯૨૯

કીંમત સવા રૂપીઓ

ભાષાન્તરકર્તાને માટે રજીસ્ટર્ડ

પ્રકાશકઃ—ન્હાનાલાલ દલપતરામ કવિ,

ભદ્ર, અમદાવાદ, નં. ૧

| | | |
|---|---|---|
| ૧ લી આવૃતિ | ૧૯૧૭ | પ્રત ૧૦૦૦ |
| ૨ જી આવૃત્તિ | ૧૯૨૨ | પ્રત ૧૦૦૦ |
| ૩ જી આવૃત્તિ | ૧૯૨૯ | પ્રત ૧૧૫૦ |



**૧૯૨૭ ની સાલ પછી પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક પ્રત ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.**

મુદ્રણસ્થાનઃ આદિત્ય મુદ્રણાલય, રાયખડ—અમદાવાદ

મુદ્રકઃ ગજાનન વિશ્વનાથ પાઠક

૧. રત્નાકર રત્નઝૂલે,
ઝીલી જલદલમાં, હિન્દ દેવી ઝૂલાવે,
વાળી મુઠ્ઠી મણિથી
જડી, કટિ ધરી શું, સ્હોય સૌરાષ્ટ એવો;
લીલી નાઘેર છે ત્ય્હાં
સુભગ ઢળકતી સાડીની કોર શી, ને
એ કોરે બુટ્ટીના કો
લીલમ સરિખડું લીલું છે ચોરવાડ.

૨. ત્ય્હાં દષ્ટિપ્રાન્ત ઘેરે
વનવન ગીરનાં કેસરીથી ભરેલાં,
આઘે ગિરનાર બેઠો
કંઈ યુગયુગના યોગી શો પૃથ્વિવૃદ્ધ;
ત્ય્હાં તો અમ્ભોધિ ઉછળે
ભીષણુ ગરજતો કાળનાં ઘોર ગીતો,
ને માથે મેઘ ડોલે
અતલ ગગનમાં ઉડતો પાંખ ખોલી.

૩. જગના જ્યોતિ સરીખા
ઉદધિતટ ઉભા દક્ષિણે સોમનાથ,
સહજાનન્દે પધારી
પમરતું કીધ તે ઉત્તરે લોજ લીલું;

ગોરંભો ઘાલી ફેલ્યાં
ગીરવન ગરવાં પૂર્વમાં પાણીભરિયાં,
ઘેરૂ ઘેરૂ જ ગાતો,
રતન ઉછળતો, પશ્ચિમે લક્ષ્મીતાત.

૪. દેવોને અસ્થિ આપી
દધિચિ ઋષિ ત્યંહાં વીરમ્યા વિષ્ણુવેલે,
પોષેલી સોમદેવે
વનની વિભૂતિ ત્ય્હાં ધામ ધન્વન્તરીનાં;
ચૉરી ત્ય્હાં રુક્મિણીની
હજી ધ્રુવદિશના પાઠવે લગ્નધૂપ,
દક્ષિણ વાયુ વહે છે
હજી ય ગરજતા ઘોર ત્ય્હાં યાદવીના.

૫. ઉંચા જાણે ચ્હડીને
ગઢની ઉપરથી યાત્રી આમન્ત્રતા, ને
ઉજળાં જાણે જનોનાં
હૃદયધન તણી પુણ્યજ્યોતે રસેલાં,
માથે ધરી અંજલિ શી
અમૃત ગગનનાં ઝીલતી જ્ય્હાં અગાસી,
એવાં નભને અટારી
ઉદધિ નિરખતાં ધામ આતિથ્યશોભ્યાં.

૬. રૂપેરી ઝૂલ ધારી
ઝૂલત કરિણી શી આમ્રની માળ મ્હોરે,
ડોલન્તી વસ્ત્ર ઉંચે
કેનકપગ ખૂલી નર્તકી જેવી કેળો,
પોપૈયા ચોળીઢળતા
સ્તન સમ, દૃગની કીકી શા શ્યામ જાંબુ:
ટોળે જાણે મળી શું
સહિયર રમવા, વાડીની એવી કુંજો.

૭. બ્રહ્માએ સ્થંભ રોપ્યા
અજબ લીલમના, ચોરીથંભો સમા, ત્યહાં
લીલા કિનખાબ કેરી
હરિત લલિત કંઈ સાડીઓ પ્હેરી–ઓઢી,
ડોલે છેડા સુનેરી,
કુંપળ ફરકતી અંગ અંગે રસીલી,
ઉત્કંઠી ઉન્મુખી ત્યહાં
મનહર મધુરી તન્વી શી પાનવેલો.

૮. ઘાઘરના ઘેર જેવી
ઉજળી ઉછળતી ફીણુની ઝાલરો, ને
હૈયે પાલવ પડેલી
ફરચલી સરિખી ડોલતી ઉર્મિમાલા;

છુટ્ટી મ્હેલી શું લાંબી
મણિમય અલકો કાલિકા ઘોર નાચે,
માયાની મૂર્તિ શી ત્ય્હાં
જલનટડી રમે વ્યોમની છાંયડીમાં.

૯. મદઘેલી મેગળે ત્ય્હાં,
અધીરી ધીરી પડી, મ્હોડી સ્વામીની સ્હોડે,
વ્હાલાની વાટ જોતી
વિરહિણી સખી શી દ્દ્હેરીઓ દૂર ઉભી;
બ્હાદુરો જ્ય્હાંથી જાતા
જલવન ધમવા, વ્યાઘ્ર શા, તેહ ઝુંડે
આજે કુટુમ્બમેળા
ભરી ભવવનના માર્ગ શોધે વિબુધો.

૧૦. લજ્જાનમતી છટાથી
ચપળ નજરને વીજળી શી ઉડન્તી,
ઉંચી બ્હાંયે છબીલા
મણિમય કરની દાખતી તેજવેલો,
ભીને વાને, ભરેલે
અવયવ, ઉજળી વાદળી શી રસાર્દ્ર,
સિન્ધુની લક્ષ્મી જેવી
દ્યુતિભર, વિલસે ત્ય્હાંની અલબેલડીઓ.

૧૧. ચારે ધામે પધારી,
વિવિધ સુરભિઓ સંગ્રહી, પુણ્ય આણી,
વતને સત્કર્મ વાવી,
ઘરઘર મૂકતો ફાલ સત્કર્મ કેરા,
સંસારે સ્વર્ગ રચતો,
અજબ ઉછળતો પ્રાન્તની પ્રેરણા શો,
નામે ગુણે નિધિના
અમૃત સરિખડો દૈવી પઢિયાર છે ત્ય્હાં.

૧૨. સંકોરી ઇન્દ્રિયો સૌ,
શરદનું સર શો, ગુણગભીરો ખુશાલ,
પન્થે ભૂલ્યા પ્રવાસી
સમ ભવ ભમતો, સિંહ શો, પૂર્વ દેશી;
વેદાન્તી, કર્મયોગી,
કંઈક ભજનિકો, ભૂમિનો પુત્ર દેવો;
એવા અડબંગ ઉંડે
જગજલ ઘૂમતા ત્ય્હાં, મહામચ્છ જેવા.

૧૩. વેર્યા જ્ય્હાં ઠામઠામે
કનકનગરીનાં વૃદ્ધ ખંડેર ફરતાં,
વૃક્ષે વેલે ફૂલે જ્ય્હાં
પ્રકૃતિઉર પરે કોકિલા મોર ઝૂલે,

મ્હારે જ્ય્હાં ધામધામે
    જનની સુજનતા–સુન્દરીના સુહાગો,
ઇતિહાસે બીજ વાવ્યાં,
    કુદરત ઉછર્યાં, ફાલ લોકે લણ્યા તે.

૧૪. પુણ્યો પુણ્યાળુનાં શી
    પૃથિવિ ભરી ભરી ખીલતી જ્ય્હાં વનશ્રી,
રસિકોનાં ઉર જેવી,
    સલિલ ઉભરતી, રસભરી જ્ય્હાં રસાળા,
રસની ને પુણ્યની જ્ય્હાં
    ભૂમિ ગણી ઉતરી આવી એ, ચારૂ વાડી!
ખોળે લેજે પ્રીતે આ
    રસઅમરની મ્હેં ધૂળરોળી શી ગંગા.

૧૫. ઝીલીને ભાનુનાં ભર્ગ
    આપે છે ચન્દ્ર ચન્દ્રિકા;
ચન્દ્ર ક્ય્હાં? અલ્પ હું ક્ય્હાં? ને
    ભાનુ શા કાલિદાસ ક્ય્હાં?



# પ્રસ્તાવના

**મેઘદૂતની મોહિની**

મેઘદૂતની મોહિની કોને કોને લાગી છે ? કે કોને કોને નથી લાગી ? એ પ્રશ્નનો ઉત્તર ગણી ગણીને કોણ આપશે ? આ ખંડ કાવ્ય છે, ને મહાકાવ્ય ગણાય છે. ત્હેનાં ભાષાન્તરો, ટીકાઓ, અનુકરણો, ક્યહાં ક્યહાં ને કેટકેટલાં થયાં છે ? ત્હેનાં અભ્યાસીઓ, મુખપાઠીઓ, રસમીમાંસકો, કેવાં કેવાં અને ક્યહારનાં છે ? સૌન્દર્યના પૂજકો સહુ મેઘદૂતના ઉપાસક છે ને હું યે મ્હારી પૂજનની આ ફૂલપાંખડી એ રસમૂર્તિના સૌન્દર્યમન્દિરના રંગમંડપે સાદર ધરૂં છું.

**આ ભાષાન્તર**

મ્હારા આ ભાષાન્તરની ખામીઓ કેટલીક તો મ્હને યે ખબર છે. મૂળની શબ્દચમત્કૃતિ ભાષાન્તરમાં નહીં જેવી જ છે. શ્લેષ ને વ્યંજનાવાળા શ્લોકો બધા યથાવત ઉતર્યો નથી. શબ્દોના ધ્વનિ યે પૂરા સ્હમજાયા કે સચવાયા નહીં હોય. શ્રીમન્મહાકવિનો પ્રસાદ યત્કિંચિતે આવ્યો છે કે નહિ તે તો રસવેત્તા વાચકવર્ગના નિર્ણયનો વિષય છે. સંસ્કૃત સાહિત્યમાં યે સ્હેલા ન ગણાતા, ને કેટલીક જગાએ તો 'ભીંતમાં ભીંત પછીતમાં પાણી' જેવા આ કાવ્યનું બનતું સરલ મીઠું ને રસભર્યું ભાષાન્તર કરવાનો આ પ્રયત્ન છે. અન્ય ગુર્જર ભાષાન્તરકારોના યે શ્રમસંચયમાંથી કેટલાંક વસ્ત્રાલંકાર

મળ્યાં છે, ને તેટલું તે સૌનું યે ઋણ છે. પાઠાન્તરોના નિર્ણય કવિતાદષ્ટિએ કીધા છે. 'કવિકુલગુરૂ કાલિદાસના પાયાને વળગી યશચ્છાયા પામેલાને એ કીર્તિવિમાનના પાયા છોડાવવાનું પાપ ન વ્હોરવું:' એવી બુદ્ધિ સ્વીકારાયેલા ક્ષેપક શ્લોકો પરત્વે રાખેલી છે. સંસ્કૃત મૂલમાં જે કાંઇ હોય ત્હેમાંથી બનતું બધું ગુજરાતી ભાષામાં ઉતારવું એ ભાષાન્તરની ગ્હારી ભાવનાનું આ ભાષાન્તરમાં યે યથાશક્તિ અનુવર્તન કીધું છે.

**મેઘદૂતની સૃષ્ટિ**

અર્ધ માનવી ને અર્ધ દેવકોટીનાં યક્ષદમ્પતીને નાયક-નાયિકા સ્થાપી, આ કાવ્યમાં નથી દેવભૂમિની માત્ર કલ્પનાજન્ય, કે નથી પૃથ્વીલોકની માત્ર નિત્યપરિચિત, ભાવનાઓ ને વિભૂતિઓ મહાકવિએ ખડી કરી; પણ ઉભયનું અદ્ભુત ચમત્કારી 'રત્નચ્છાયા ગૂંથી શું ગગને?' એવું રસચિત્ર આલેખેલું છે. કુદરતના સૌન્દર્યના મણિઓને માનવહૃદયના ભાવને દોરે પરોવી, નગરો, નદીઓ, પર્વતો–પ્રકૃતિનાં રત્નોનાં નહીં ગ્રીષ્મનાં–નહીં વર્ષાનાં, ચમત્કારિક રંગોની વિપ્રલંભ-શૃંગારને સુવર્ણતારે માળા ગંઠી હોય એવું આ દેવવર્ણું ભાવાત્મક કાવ્ય મહાકવિએ રચ્યું છે. વિલાસના ઝીણવટ ને લાલિત્યના આલોચનહાર કવિરાજે કાવ્યના પ્રત્યેક શ્લોકમાં અકૂકેક રસચિત્ર ચીતરેલું છે. જગતસાહિત્યમાં અક્ષર-પ્રબન્ધ તાજમહેલ તો બાણભટ્ટની કાદમ્બરી છે; પણ મયૂરાસન સરિખડા ન્હાનકડા આ કાવ્યનો મહામૂલો સૌન્દર્ય-વૈભવ કાંઇ ઓછો નથી.

મેઘદૂત એટલે જગતસાહિત્યનું મયૂરાસન.

દુનિયાની કવિતામાં સુખ કરતાં દુઃખ, ભોગ કરતાં આશા ને કોડ, વધારે ગવાયેલાં છે; ને સુવર્ણકમલે ભરેલા માન સરોવર સરિખડાં આ કાવ્ય-સરોવરનાં યે જલ વિપ્રલંભશૃંગારના સૃષ્ટિ-જૂના શિખરમાંથી નિર્ઝરે છે. ગંભીર વિષાદ-પૂર્ણ છતાં સ્મરણપ્રિય ને ચિન્તનસુન્દર કાવ્યના સ્થાયી ભાવને અનુકૂલ કાવ્યના છન્દનું ઔચિત્ય સર્વમાન્ય હોઈ ભાષાન્તરનો યે પ્રયત્ન એ છન્દમાં છે. પણ જેમ નાત્યોનાં બન્ધન ઢીલાં પડે છે તેમ છન્દબન્ધનો પણ શિથિલ થયાં હોવાથી, મ્હારાં કેટલાંક મૂળ કાવ્યોમાં છે તેમ આ ભાષા-ન્તરમાં યે, યતિવિરામ ને ગેયતાનાં કાલતાલ સાચવીને, ગણમાપની વાડોને આદર ઓછો દીધો છે; અને એ કારણે ગણશુદ્ધિના કો આગ્રહી આ ભાષાન્તરના છન્દને મન્દાક્રાન્તાને બદલે આમન્દાક્રાન્તાને નામે ઓળખવા ઇચ્છશે ત્હો પણ વાંધો નથી. બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ કે છન્દનું છન્દત્વ, કસ્તુરીના કસ્તુરીત્વની પેઠે, વેશમાં નથી, ગુણમાં છે. અને આ ભાષાન્તરમાં મૂળનો કાવ્યપ્રવાહ છે તેટલો તો ભાષાન્તરના છન્દમાં યે મૂળનો છન્દપ્રવાહ વહે છે જ.

આ કાવ્યનુ કલેવર

માનવકવિતાના મહાસાગર સમોવડા રામાયણ મહા-ભારત અને શ્રીમદ્ ભાગવતમાંથી સારવાયલા રસમેઘથી સીંચાઇ સીંચાઇ કંઇ કંઇ સંસ્કૃત ને પ્રાકૃત કવીશ્વરોની ફૂલવાડીઓ ઉછરેલી ને પ્રફુલ્લેલી છે; તેમ આ કાવ્યની યે પ્રેરણા કવિકુલપિતામહ વાલ્મીકિના હનુમત્સન્દેશમાંથી આવેલી

આ કાવ્યનું મૂળ

છે. ઋષ્યમુક પર્વત ઉપરથી શ્રી રાઘવકુલચન્દ્રે સતીઓનાં તીર્થરૂપ જાનકીજીને પાઠવેલા રામાયણમાંના સન્દેશમાંથી કેટલાંક પદ ને વિચાર મેઘદૂતમાં પણ ઉતરેલાં છે. પણ કેટલાંક પદથી કવિ કે કાવ્ય નથી થતાં. મહાભારતમાંના શકુન્તલોપાખ્યાનના ગૌરવથી અભિજ્ઞાનશાકુન્તલ નાટકની મનોહારિતા નિરાળી જ છે; તેમ આ કાવ્યમાંની યે ઉદ્દામ ચિત્રકલ્પનાઓ, કૈલાસની મણિમય ભૂમિ સમી નકસીદાર ને મિનાકારી ભૂમિકાઓ, શબ્દાવલિના શ્રવણસુન્દર રણકાર, અને સહુ ઉપર તરતી સવારના તેજ જેવી સૌન્દર્યની મધુરી છટા; એ સૌ કાલિદાસનાં જ છે. એની મોહભૂલભૂલામણીમાં ઘણાંઓએ આયુષ્ય ગાળ્યાં છે, ને ઘણાંઓ ગાળશે.

સૌન્દર્યસૃષ્ટા આપણા મહાકવિનો જન્મદેશ સૌન્દર્યના પરમ પારણા સરિખડો કાશ્મીર દેશ હતો, ને કાલિદાસનાં દેશ ત્હેમનો નિવાસપ્રાન્ત મધ્યદેશમાંનો નિત્યકાલ ને યશવન્તી યશસ્વી અવન્તી પ્રાન્ત હતો એ વાતમાં હવે

કવિતા

થોડાને જ શંકા હશે. સૌન્દર્યનિધાન હિમાલય ને કીર્તિનિધાન ઉજ્જયિની પ્રત્યેનો મહાકવિનો પક્ષપાત આ કાવ્યમાં, તેમ જ એમનાં અન્ય કાવ્યોમાં, તરી આવે છે. ઈસ્વી સન પૂર્વે પ્રથમ શતકમાં શકપ્રવર્તક મહાપરાક્રમી વિક્રમાદિત્યના સમયમાં, કે ઇસ્વી સનના પાંચમા શતકમાં મહાદાનેશ્વરી ભોજ રાજાના વખતે, મહાકવિ થયા એમ બે મત હતા, ત્હેમાં હવે સાહિત્યસંશોધકોનો અભિપ્રાય પ્રથમ મત ભણી ઝૂકયો છે. લોકોત્તર રમણીયતા અને વિદ્યુલ્લતા જેવા સૌન્દર્યના

ચમત્કાર, કે ધનાઢ્યને ખંડે ખંડે રત્નો જડેલાં હોય તેમ, પોતાને સકલ કાવ્યમંડપે મહાકવિએ છુટ્ટે હાથે વેરેલાં છે. કાલિદાસનાં પાત્રોની સુઘડ સંસ્કારિતા આ ખંડકાવ્યમાં, તેમ જ અન્યત:, સુપ્રસિદ્ધ જ છે. વનઉછરેલી શકુન્તલા પણ ઉજ્જયિનીની પૌરાંગનાઓને ટક્કર મારે એવી સૌન્દર્યસંસ્કારિણી સોહે છે. મહાકવિની કવિતાની ચિત્રશૈલી છે, અને માનવીની વિધવિધ રસભરી વિલાસસૂક્ષ્મતાઓના એ ચિત્રકારની પીંછી ઝીણી ને સચોટ છે. ગ્રીસરોમહિન્દની મહાપ્રજાઓની પેઠે કવિતાદેશે કાલિદાસ મૂર્તિપૂજક છે, ભાવપૂજક નથી. રંગમૂર્તિઓમાં ભાવ ને અંગલીલામાં ઉછળતી રસિકતા સૂચવવાના સંપ્રદાયપ્રવર્તક આ લીલાભોગી કવિની વૈભવવન્તી કાવ્યપદ્ધતિ હૃદયભોમમાં પરભાર્યો વિચરતા ભાવભોગી કવિરાજ ભવભૂતિની કવિતશૈલીથી નિરાળી છે. રામાયણમહાભારતની સાગરગર્જના સમી કાલિદાસની શબ્દઘોષણા નથી, પણ વસન્તની આંબામંજરી પ્રાશેલી કલ્લોલતી કોકિલાના સમો ઉછળતો ત્હેમનો સુમધુર મદશોર છે. ભરતખંડની જાહોજલાલીના યુગના કાલિદાસ જલ્વેગર—ઝળહળતા કવિરત્ન છે. ભારતવર્ષના મધ્યમાં નાભિચક્ર સમી શોભતી મોક્ષપુરી ઉજ્જયિનીની પેઠે કવિકુલની સૂર્યમાળામાં યે મધ્યસ્થ સૂર્યરાજ સમોવડા કંઇ શતકોથી મહાકવિ વિરાજે છે. હિન્દની પચરંગી પ્રજાના જીવનમાં ઇતિહાસની વાદળીએ કંઇ કંઈ તેજછાયા ઢાળેલ છે. એક છોડની નોંખી નોંખી ડાળે પ્રફુલ્લતા પુષ્પો સમી, પ્રાચીનમાં પ્રાચીન આર્ય સંસ્કૃતિના પરમ ધામ ભરતખંડને પ્રાન્તે પ્રાન્તે પ્રફુલ્લતી, વિવિધ પ્રજાઓમાં એક રસ ને એક સુગન્ધ વહે છે. કાવેરીતટે નર્મદાતીરે કે ગંગા-

કાંઠડે, નીલગિરિશિખરે વિન્ધ્યાપાદે ને હિમાદ્રિપ્રાન્તે એ જ કાલિદાસ ને એ જ મેઘદૂતશકુન્તલા, એ જ મહાકાવ્યો ને એ જ ગીતાઉપનિષદ્ભાગવતના ધર્મગ્રન્થોના રસપરિમલ પમરી–પોષી રહ્યા છે. વિવિધ અવતારોમાં ચેતનઅંશ પ્રભુનો મનાય છે, તેમ વડીલોપાર્જીત જગદ્વન્દ્ય સાહિત્યલક્ષ્મીના ને ધર્મસમાજવિભૂતિના વારસ પુત્રો વસ્ત્રપરિધાનવેશે વિવિધ છતાં, એક જ અગ્નિહોત્રના ઉપાસક ભાંડુઓ છે. ક્યારે ક્યારે વાવેતર જૂદું છતાં ગન્ધવતીના ગન્ધ ને વસુન્ધરાના વસૂ એક જ છે; સુન્દરીઓને અંગેવદને મનોહારિણી વિવિધતા છતાં સૌન્દર્યની ભભક તો એક જ છે; એક મન્દિરે અનેક દ્હેરાં ને દ્હેરાંવાસી દેવો છતાં અધિષ્ઠાતા એક જ દેવની આણ એ મન્દિરે પ્રવર્તે છે; તેમ સહુને હૃદયે ધારી રહી લાલનપાલન કરતી આર્યાવર્તની ધરિત્રીમાતા સમી આર્યસંસ્કૃતિ એક જ છે. કાશ્મીરથી કુમારી ને દ્વારિકાથી બ્રહ્મપુત્રા પર્યન્ત હિન્દના માંડવડે ચોખૂટ એ જ રામચન્દ્ર ને કૃષ્ણચન્દ્રની હાકલ વાગે છે, એ જ કાલિદાસ ને ભવભૂતિની કોકિલાઓ બોલે છે, એ જ રામાયણમહાભારતની સાગરઘોષણા ફરતી ગાજે છે. એ કવિતાને પારણે, એ દેવમન્દિરોની છાયામાં, એ કાલવૃદ્ધ છતાં ભવિષ્યભૂષણ પ્રેરણાનાં દૂધ પીતી પીતી, ભરતખંડની આર્યપ્રજા ઉછરે છે ને ઉછરશે ત્ય્હાં સૂધી આશા તે નિરાશા નથી જ.

नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण।

ઇ. સ. ૧૯૧૭ ન્હાનાલાલ દલપતરામ કવિ

कश्चित्कान्ताविरहगुरुणा स्वाधिकारात्प्रमत्तः
शापेनास्तंगमितमहिमा वर्षभोग्येण भर्तुः।
यक्षश्चक्रे जनकतनयास्नानपुण्योदकेषु
स्निग्धच्छायातरुषु वसतिं रामगिर्याश्रमेषु ॥ १ ॥

કાન્તા કેરા વિરહકપરા વર્ષના સ્વામીશાપે
ધર્મભૂલેલા પ્રમદ મહિમાઆથમ્યા કોક યક્ષે
સીતાસ્નાને પુનિત જલને તીર, રામાદ્રિહૈયે,
ઘેરી છાયાભર તરુવીંટયા આશ્રમે, વાસ કીધો. ૧

સ્વામીશાપેઃ કુબેર ભંડારીના શાપથી પ્રમદ : બે-દરકાર. પુનિતઃ પવિત્ર. રામાદ્રિઃ રામગિરિ પર્વત. ગન્ધર્વ કિન્નર જેવા યક્ષો અર્ધ દેવ ને અર્ધ મનુષ્યની કોટિના છે. આ કાવ્યના નાયકની કથા એવી કહેવાય છે કે પોતાને સોંપેલા કામમાં ત્હેણે ગફલત કરવાથી કુબેરે એક વર્ષભરના દેશવટાનો શાપ ત્હેને દીધો, અને તેથી ત્હેણે રામગિરિ પર્વત ઉપર જઈને વાસ કીધો. તે પછી કેટલાક માસ વીત્યે પ્રથમ મેઘનાં દર્શને પૂર્વનાં સ્નેહસ્મરણો સાંભરતાં, અભિલાષાઓ જાગતાં, દૂર અલકાનિવાસી નિજ સુન્દરીને મેઘ સાથે ત્હેણે સન્દેશો મોકલ્યોઃ એટલો આ કાવ્યનો રસિક કથાભાગ છે.

तस्मिन्नद्रौ कतिचिदबलाविप्रयुक्तः स कामी
नीत्वा मासान्कनकवलयभ्रंशरिक्तप्रकोष्ठः ।
आषाढस्य प्रथमदिवसे मेघमाश्लिष्टसानुं
वप्रक्रीडापरिणतगजप्रेक्षणीयं ददर्श ॥ २ ॥

તે પર્વતમાં પ્રિયવિરહિ એ કામીએ કૈંક માસ
ક્‌હાડયા, કલ્લી કનકની સર્યે શૂન્ય ને દીન હાથે.
ત્ય્હાં આષાઢી પ્રથમ દિવસે શૃંગભેટયો, સુરમ્ય,
નમીને કંઠે ક્રીડન કરતા હાથી શો, મેઘ દીઠો. ૨

શૃંગભેટયોઃ શિખરને વળગેલો. કંઠેઃ પર્વતને ગળે, કાંઠે. ક્રીડનઃ ગેલ, આનંદખેલ. પૂર્વે પુરુષો હાથના કાંડા ઉપર સોનારૂપાની કલ્લીઓ પહેરતા, હજી યે કેટલા જન પહેરે છે.

तस्य स्थित्वा कथमपि पुरः कौतुकाधानहेतो-
रन्तर्बाष्पश्चिरमनुचरो राजराजस्य दध्यौ ।
मेघालोके भवति सुखिनोऽप्यन्यथावृत्ति चेतः
कण्ठाश्लेषप्रणयिनि जने किं पुनर्दूरसंस्थे ॥३॥

એ કૌતુકના જનક સમીપે યક્ષ યક્ષેન્દ્રનો તે
હૈયાઝાળે જયમત્યમ ઉભી ચિન્તને દીર્ઘ ડૂબ્યો.
સંયોગી યે ઘનદરસથી વિહ્વળા થાય ચિત્તઃ
કંઠે ઝૂલવા અધીર વિરહી પ્રેમીનું તો પછી શું ? ૩

કૌતુકના જનક સમીપેઃ કૌતુકને જન્માવનારની સન્મુખ. યક્ષેન્દ્રઃ યક્ષોનો રાજા, કુબેર ભંડારી. ઘનદરસથીઃ મેઘના દર્શનથી. ગ્રીષ્મ ઉતરતાં પ્રથમ મેઘનાં દર્શને આશ્ચર્ય આનન્દ અભિલાષા શોક વિચારમૂર્છાની રસિક હૃદયો ઉપર થતી ચમત્કારી અસર આ શ્લોકમાં વર્ણવી-સૂચવી છે.

प्रत्यासन्ने नभसि दयिताजीवितालम्बनार्थी
जीमूतेन स्वकुशलमयीं हारयिष्यन्प्रवृत्तिम् ।
स प्रत्यग्रैः कुटजकुसुमैः कल्पितार्घाय तस्मै
प्रीतः प्रीतिप्रमुखवचनं स्वागतं व्याजहार ॥ ४ ॥

ને સ્હામે ત્ય્હાં ઘન નભ ચ્હડયે, મેઘસંગે પ્રિયાને
જીંવ્યાદોરી શી સ્વકુશળની ક્હાવવા વાત ઇચ્છી
યક્ષે એને નવગિરિફૂલે માનસી અર્ઘ અર્પ્યો;
પ્રીતે પ્રીતિભર વચનથી ઉચ્ચર્યો આવકાર. ૪

સ્વકુશળનીઃ પોતાના ક્ષેમની. નવગિરિફૂલેઃ નવાં ઉગેલાં કડાનાં ફૂલથી. માનસીઃ મનથી માની લીધેલો. नभसिનો અર્થ ઘણાખરા 'શ્રાવણમાં' લે છે. આષાઢના પ્રથમ દિવસે યક્ષે મેઘને દીઠો, ને તેથી લાંબા વિચારમાં તે ડૂબી ગયો એમ બીજા શ્લોકમાં છે. એ દીર્ઘ ચિન્તન શ્રાવણ આવતાં સૂધી લગભગ એક માસ ચાલ્યું એવો અર્થ તો યોગ્ય લાગતો નથી. માટે 'તે' અધ્યાહાર લઇ नभसि એટલે નભમાં ને प्रति आसन्ने એટલે સ્હામે ચ્હડેલો એમ અર્થ લીધો છે. કાલિદાસની ચિત્રશૈલીની કવિતાને તે અર્થ વધારે અનુરૂપ છે.

યક્ષ પાસે અર્ઘનાં દ્રવ્ય તે વેળા કાંઇ ન હતાં, માટે મળ્યું તેથી મેઘને વધાવ્યો, ને બાકીની સામગ્રી માની લીધી.

धूमज्योतिः सलिलमरुतां संनिपातः क्व मेघः
संदेशार्थाः क्व पटुकरणैः प्राणिभिः प्रापणीयाः।
इत्यौत्सुक्यादपरिगणयन्गुह्यकस्तं ययाचे
x कामार्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ॥५॥

ધૂમ જ્યોતિ જળ પવનનું માળખું મેઘ ક્યહાં ? ને
ક્યહાં સન્દેશા નિપુણ ધૃતિના લોકથી લઇ જવાતા ?
ઉત્સુકતાથી કંઇ ન લહી તે યાચતો યક્ષ એને :
x કામાતુરો જીવ–અજીવના ભેદ ભૂલે સ્વભાવે. ૫

ધૂમઃધૂમાડો. જ્યોતિઃતેજ, અહીં વીજળી. ધૃતિઃધારણાની શક્તિ. મેઘનું આ શ્લોકમાંનું વર્ણન શાસ્ત્રીય નથી, લોકગત છે. મેઘ જેવા નિર્જીવ દૂત સાથે સન્દેશો મોકલવાનો યક્ષનો અભિલાષ કામાતુરને પ્રકૃતિસુલભ છે એમ કહી મહાકવિ રસિક રીતે શંકાશીલોની એક શંકાનું નિવારણ કરે છે.

जातं वंशे भुवनविदिते पुष्करावर्तकानां
जानामि त्वां प्रकृतिपुरुषं कामरूपं मघोनः ।
तेनार्थित्वं त्वयि विधिवशाद् दूरबन्धुर्गतोऽहं
याच्ञा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा ॥ ६ ॥

જન્મ્યો વિશ્વે વિદિત કુલ તું પુષ્કરાવર્તકોને,
જાણું સ્વેચ્છારૂપધર ત્હેને ઇન્દ્રનો મન્ત્રીરાજ;
તેથી તુજને વિધિવશ પડયો યાચું હું સ્નેહીસૂનોઃ
અફળે સારૂં વિનવ્યું ગુણીને, નીચની લ્હાણ કરતાં. ૬

વિદિતઃ જાણીતા. પુષ્કરાવર્તકઃ પ્રલયકાળના પ્રચંડ મેઘ. મેઘ ત્રણ પ્રકારના ગણ્યા છેઃ અગ્નિથી ઉપજેલાં, બ્રહ્માના શ્વાસથી સરજાયેલા, મહેન્દ્ર પર્વતની પાંખો કાપી ત્હેમાંથી બનેલાઃ છેલ્લી જાતના મેઘ પાણીથી કદી ધરાતા નથી, તે પુષ્કરાવર્તક કહેવાય છે. સ્વેચ્છારૂપધરઃ પોતાની ઇચ્છા પ્રમાણે રૂપ ધરનાર. શાસ્ત્રમાં ઇન્દ્રને મેઘનો રાજા કહ્યો છે. આ શ્લોકમાં મેઘનું ગૌરવ ભાખ્યું છે. આ શ્લોકથી યક્ષનું મેઘને સમ્બોધન શરૂ થાય છે, તે કાવ્યની સમાપ્તિ સૂધી ચાલે છે.

संतप्तानां त्वमसि शरणं तत्पयोद प्रियायाः
संदेशं मे हर धनपतिक्रोधविश्लेषितस्य।
गन्तव्या ते वसतिरलका नाम यक्षेश्वराणां
बाह्योद्यानस्थितहरशिरश्चन्द्रिकाधौतहर्म्या ॥ ७ ॥

સન્તાપ્યાંનું શરણ તુંજ છે; મેઘ! તો તો પ્રિયાને
સ્વામીકોપે પ્રિયવિખૂટડો મુજ સન્દેશ લઈ જા.
જાજે ત્યહાં જયહાં અકલપુરી છે યક્ષરાજોની, જેનાં
ધામે ઢોળે પુરવન વસી ચન્દ્રિકા ચન્દ્રમૌલી. ૭

સ્વામીકોપેઃ કુબેર ભંડારીના કોપને લીધે. અલકપુરીઃ યક્ષોની નગરી, કુબેરની રાજધાની, કૈલાસને ખોળે વિરાજતી અલકાવતી. અલકા એટલે શોભવનારી. પુરવનઃનગર પાસેના વનમાંઃ કોઈ કૈલાસ પાસેનું ગન્ધમાદન વન કહે છે, પણ અલકા પાસેનો ચૈત્રરથ કે વૈભ્રાજ બાગ છે. જૂઓ ઉત્તરમેઘ, શ્લો. ૧૩ મો. ચન્દ્રમૌલીઃ જેને મુગટે ચન્દ્રકલા છે એવા શંભુ.

तां चावश्यं दिवसगणनातत्परामेकपत्नी-
मव्यापन्नामविहतगतिर्द्रक्ष्यसि भ्रातृजायाम् ।
आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां
सद्यःपाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि ॥८॥

ને વણુથંભ્યો જઈ, મરણુને ખાળી દિનો ગણુન્તી,
એકસ્વામીવ્રતિની, તું ખરે! ત્હારી ત્ય્હાં ભાભી જોશે;
જલ્દી ખરતાં ફૂલ સરિખડાં નારીનાં સ્નેહી હૈયાં,
પ્રાયઃ ત્હેને વિરહઋતુમાં બાંધી રૂંધે આશબન્ધ. ૮

એકસ્વામીવ્રતિની: એક જ સ્વામિના વ્રતવાળી. પ્રાયઃ મુખ્યત્વે કરીને. સંબન્ધની ઉચિતતાને ખાતર આ શ્લોકને અનુક્રમમાં અંહી મૂકેલો છે.

मन्दं मन्दं नुदति पवनश्चानुकूलो यथा त्वां
वामश्चायं नदति मधुरं चातकस्ते सगन्धः ।
गर्भाधानक्षणपरिचयान्नूनमाबद्धमालाः
सेविष्यन्ते नयनसुभगं खे भवन्तं बलाकाः ॥९॥

ધીરા ધીરા અનુકૂળ ત્હને જોઈતા વાય વાયુ,
ડાબે પાસે મધુરૂં વદતા ચાતકો આ સગર્વ;
ગર્ભાધાનની ઘડી સ્મરવતા નેત્રહ્‌હાલા ત્હને તો
હારે હારો મળી બગલીની સેવશે વ્યોમ સાચે. ૯

ચાતકોઃબપૈયા. તે પંખીઓ મેઘનું જ વરસતું જલ અદ્ધરથી પીએ છે એમ કહેવાય છે. સગર્વઃ ગર્વથી. વર્ષા બેઠાનો સમય બગલીઓને ગર્ભાધાનની ઋતુ છે, એટલે તે ગર્ભાધાનના પ્રસંગની ઘડી સ્મરી સ્મરીને એ ઋતુમાં બગલાં મેઘને સેવશે એમ કવિ કહે છે. આ શ્લોકમાં મેઘના પ્રયાણ સમયના શુભ શુકુન વર્ણ્યા છે.

त्वामारूढं पवनपदवीमुद्गृहीतालकान्ताः
प्रेक्षिष्यन्ते पथिकवनिताः प्रत्ययादाश्वसत्यः ।
कः संनद्धे विरहविधुरां त्वय्युपेक्षेत जायां
न स्यादन्योऽप्यहमिव जनो यः पराधीनवृत्तिः ॥१०॥

સંકોરીને અલકલટને પન્થી કેરી પ્રિયાઓ,
શ્રદ્ધા જન્મ્યે ધીર ધરી, ત્હને વ્યોમ જોશે ચ્હડેલો.
તું આવ્યે યે વિરહવિધુરી વ્હાલીને કો ઉવેખે ?
મ્હારા જેવો પરવશ પડ્યો અન્ય કો યે હશે ના. ૧૦

અલકલટઃ શોભાવનારાં ઝુલ્ફાંના ઉડતા વાળ. વિરહવિધુરીઃવિરહથી એકલડી ને વ્યાકુળ. ઉવેખેઃ અવગણે, ઉપેક્ષા કરે.

कर्तुं यच्च प्रभवति महीमुच्छिलीन्ध्रामवन्ध्यां
तच्छ्रुत्वा ते श्रवणसुभगं गर्जितं मानसोत्काः।
आकैलासाद्बिसकिसलयच्छेदपाथेयवन्तः
संपत्स्यन्ते नभसि भवतो राजहंसाः सहायाः ॥११॥

ને પૃથ્વીને ફૂલવતી કરે છત્રીપુષ્પો ખીલી, તે
ગર્જન ત્હારૂં શ્રવણુગમતું સુણી માને ઉડન્તા,
બાંધી ભાતાં કમળડુંખના, છેક કૈલાસ સૂધી
સાથી ત્હારા નભ મંહિ થશે રાજહંસો રૂપાળા. ૧૧

છત્રીપુષ્પોઃ બિલાડીના ટોપ. એમ મનાય છે કે એ જ્યહાં ઉગે તે પૃથ્વી ફૂલદ્રુપ હોય. માનેઃ માન સરોવરે. હિમાલયની પેલી પાર કૈલાસની પડોશમાં રાવણુહ્રદ સરોવરની નજીકનું બ્રહ્માએ મનથી ઉત્પન્ન કરેલું સરોવરઃ રાજહંસોનું વતન. ત્હેનાં પુરાણોક્ત વર્ણન કરતાં હિમાદ્રિના યાત્રાળુઓનાં કરેલાં ત્હેનાં વર્ણન ઓછું મનોહર નથી. કૈલાસઃ શિવનું ધામ, હિમાલયની પારનું એક ઉંચું શિખર, ત્હેને ખોળે કુબેરની નગરી અલકા વિરાજતી હતી, યક્ષનું ત્ય્હાં ધામ હતું. રાજહંસઃ રાતી ચાંચ, રાતા પગ, શ્વેત શરીરનાં માન સરોવરવાસી હંસો.

आपृच्छस्व प्रियसखममुं तुङ्गमालिङ्ग्य शैलं
वन्द्यैः पुंसां रघुपतिपदैरङ्कितं मेखलासु ।
काले काले भवति भवतो यस्य संयोगमेत्य
स्नेहव्यक्तिश्चिरविरहजं मुञ्चतो बाष्पमुष्णम् ॥१२॥

લોકે વન્દ્યાં રઘુપતિપદે મેખલા માંડી મધ્યે,
એ આ ઉંચા ગિરિસુહૃદની લે રજા ભેટી, ભાઇ !
લાંબા વિરહે ઉઠતી ઉન્હી શી ફૂહાડી હૈયાવરાળો
ઋતુઋતુએ જે પ્રીત પ્રગટતો, તુજ સંયોગ પામ્યે. ૧૨

રઘુપતિપદેઃ રામચન્દ્રજીનાં પગલાંએ. મેખલાઃ કેડની ઘુઘરિયાળી સેર. ગિરિસુહૃદનીઃ ( ત્હારા ) મિત્ર રામગિરિ પર્વતની.

मार्गं तावच्छृणु कथयतस्त्वत्प्रयाणानुरूपं
संदेशं मे तदनु जलद श्रोष्यसि श्रोत्रपेयम्।
खिन्नः खिन्नः शिखरिषु पदं न्यस्य गन्तासि यत्र
क्षीणः क्षीणः परिलघु पयः स्रोतसां चोपभुज्य ॥१३॥

ભાખું છું તે પથ સુણ જરી ત્હારી યાત્રાનુરૂપ,
ને સન્દેશો પછી તું સુણજે મેઘ ! કાને ઝીલ્યા શો.
થાકે ત્ય્હારે ગિરિગિરિ પરે પાય માંડી જજે તું,
સૂકા ત્હારે સલિલ હળવાં નિર્ઝરોનાં પીજે તું. ૧૩

પથ:માર્ગ. યાત્રાનુરૂપઃ મુસાફરીને છાજતો. સલિલઃ પાણી. નિર્ઝરોનાંઃ ઝરણાંઓનાં. આ પછીના શ્લોકથી માંડીને મેઘનો અલકા જવાનો ઉત્તરનો માર્ગ યક્ષ વર્ણવે છે.

अद्रेः शृङ्गं हरति पवनः किंस्विदित्युन्मुखीभि-
र्दृष्टोत्साहश्चकितचकितं मुग्धसिद्धाङ्गनाभिः ।
स्थानादस्मात्सरसनिचुलादुत्पतोदङ्मुखः खं
दिङ्नागानां पथि परिहरन्स्थूलहस्तावलेपान ॥१४॥

નેતરકુંજો રસભરથી આ ઉત્તરે ઉડ આભે,
દિગ્હસ્તિના ચૂકવી પથમાં શુંઢ કેરા ઉછાળા;
'લઇ જાયે શું પવન ગિરિનું શૃંગ !' ઉત્કંઠી એમ
જોશે તુજને ચકિત નયણે મુગ્ધ સિદ્ધાંગનાઓ. ૧૪

દિગ્હસ્તિનાઃ દિગ્પાળોના, દિશાઓને રક્ષનારા દેવોના હાથીઓના. ઉત્કંઠીઃ ઉંચી ડોક વાળી. ચકિતઃ ચમકેલી. સિદ્ધાંગનાઓઃસિદ્ધોની સુન્દરીઓ. અણિમા આદિ આઠ સિદ્ધિઓને પામેલી સિદ્ધોની યે એક અર્ધ દેવકોટી છે. નિચુલ અને દિગ્નાગ એ શબ્દો ઉપરથી કેટલાક ટીકાકારો બીજો નિગૂઢ અર્થ આ શ્લોકોમાં શોધે છે, પણ પ્રાચીન સાહિત્યના ઇતિહાસના સંશોધન પ્રમાણે એ બે સાહિત્યકારો ને મહાકવિ કાલિદાસ સમકાલીન ન હતા એમ ઠરતાં એ અર્થ હવે વિચારવાનો રહેતો નથી.

रत्नच्छायाव्यतिकर इव प्रेक्ष्यमेतत्पुरस्ता-
द्वल्मीकाग्रात्प्रभवति धनुःखण्डमाखण्डलस्य ।
येन श्यामं वपुरतितरांकान्तिमापत्स्यते ते
बर्हेणेव स्फुरितरुचिना गोपवेषस्य विष्णोः ॥१५॥

રત્નચ્છાયા ગૂંથી શું ગગને ! સન્મુખે રમ્ય એવો
આ વલ્મીકના તટથી પ્રગટે ઈન્દ્રનો ચાપખંડ;
તેથી કાન્તિ અતિશ ધરશે શામળી દેહ ત્હારી,
જાણે ઝળકે મયૂરપીંછડે ગોપવેશે શું વિષ્ણુ ! ૧૫

રત્નચ્છાયાઃ રત્નોની કુમળી પ્રભા. વલ્મીકના તટથીઃ રાફડાની અણીમાંથી. ચાપખંડઃધનુષ્યનો કટકો. મેઘધનુષની ઉત્પત્તિનો એક લોકવ્હેમ એવો ચે છે કે રાફડામાંની નાગની ફેણ ઉપરના મણિઓમાંથી તે પ્રગટે છે.

त्वय्यायत्तं कृषिफलमिति भ्रूविलासानभिज्ञैः
प्रीतिस्निग्धैर्जनपदवधूलोचनैः पीयमानः।
सद्यःसीरोत्कषणसुरभि क्षेत्रमारुह्य मालं
किंचित्पश्चाद्व्रज लघुगतिर्भूय एवोत्तरेण॥ १६॥

માની ખેતીફળ સહુ તુંમાં, ભ્રૂવિલાસે અજાણ્યાં
પ્રીતિઘેરે નયન ઝીલશે ગોરી જ્યહાં ગામડાંની,
તાજી ખેડ્યે પરિમલિત તે માળક્ષેત્રે ચ્હડીને
જરી પશ્ચિમે જઇ ઝડપથી ઉત્તરે ઉડ પાછો. ૧૬

ભ્રૂવિલાસઃ ભમ્મરની લીલા. પરિમલિતઃ મ્હેકતાં. માળક્ષેત્રેઃમાળ દેશનાં ખેતર. ભરતખંડના પ્રાચીન દેશવિભાગમાં હાલના બિહાર પ્રાન્તની નૈઋત્યે અડેલા ભાગને માળ દેશ કહેલ છે. આ શ્લોકના ચોથા ચરણમાં કહ્યા પ્રમાણે, ત્ય્હાંથી જરી પશ્ચિમે જઇને પછી ઉત્તરે જતાં, નર્મદા નદી જેમાંથી જન્મે છે તે અમરકંટકનો પહાડ આવે છે. માળ એટલે ઉપર કહ્યો તે દેશ ને આમ્રકૂટ એટલે અમરકંટક સ્હમજીએ તો માળની દક્ષિણે આવેલો રામગિરિ પ્રાચીન ભૂગોળમાં મહેન્દ્ર પર્વતને નામે ઓળખાતી ગંજામ પ્રાન્તમાંની ગિરિમાળમાંનું કોઇક શિખર હોય. રામગિરિ એટલે નાગપુર પાસે આવેલ રામટેક અર્થ લેતાં માળ આમ્રકૂટ અને આ શ્લોકના ચોથા ચરણમાં કહેલ ‘ જરી પશ્ચિમે જઈને ઉત્તરે જવા’નો અર્થ સુગમ રહેતો નથી.

त्वामासारप्रशमितवनोपप्लवं साधु मूर्ध्ना
वक्ष्यत्यध्वश्रमपरिगतं सानुमानाम्रकूटः।
न क्षुद्रोऽपि प्रथमसुकृतापेक्षया संश्रयाय
प्राप्ते मित्रे भवति विमुखः किं पुनर्यस्तथोच्चैः॥१७॥

ત્હારી ઝડીથી વનદવ શમ્યો તે ગિરિ આમ્રકૂટ
પ્રીતે માથા ઉપર ધરશે પન્થથાકેલ તુજને;
સંભારીને પ્રથમ સુકૃતો મિત્ર આવ્યે નીચે કો
મ્હેમાનીથી વિમુખ ન બને, તો પછી ઉચ્ચનું શું ? ૧૭

વનદવઃ વનને બાળતો અગ્નિ. આમ્રકૂટઃ નર્મદા નદી જેમાંથી જન્મે છે તે ગોંડ વનમાં આવેલો અમરકંટકનો પહાડ. સુકૃતોઃ સારાં કામ. વિમુખઃ મ્હોં ફેરવી નાંખેલો, બેદરકાર.

छन्नोपान्तः परिणतफलद्योतिभिः काननाम्रै-
स्त्वय्यारूढे शिखरमचलः स्निग्धवेणीसवर्णे।
नूनं यास्यत्यमरमिथुनप्रेक्षणीयामवस्थां
मध्ये श्यामः स्तन इव भुवः शेषविस्तारपाण्डुः ॥१८॥

ફરતો આંબાવનની પીળુડી સાખજ્યોતે છવાયો,
તે ગિરિટોચે ચ્હડી વિલસવે વેણીવર્ણો તું ઘેરો,
સ્હોશે ન્ય્હાળ્યા સમ ગિરિ ખરે! દેવનાં દંપતીને:
મધ્યે શામળ સ્તન શું ભૂમિનો, બાકી ઘેરાવ ગૌર. ૧૮

સાખજ્યોતે: આંબા ઉપર લટકતી પાકેલી કેરીના તેજથી. વેણીવર્ણો:વેણીના રંગનો.

स्थित्वा तस्मिन्वनचरवधूभुक्तकुञ्जे मुहूर्तं
तोयोत्सर्गद्रुततरगतिस्तत्परं वर्त्म तीर्णः ।
रेवां द्रक्ष्यस्युपलविषमे विन्ध्यपादे विशीर्णां
भक्तिच्छेदैरिव विरचितां भूतिमङ्गे गजस्य ॥ १९ ॥

શોભી ત્ય્હાં તે વનયુવતિએ માણી કુંજે ઘડીક,
પાણી વર્ષ્યે વધી ઝડપથી પન્થ કાપી પછીનો,
વિન્ધ્યાપાદે વિષમ છીપરે નર્મદા છિન્નભિન્ન
જોજે, જાણે ગજશરીરમાં માંડી શોભાની વેલો. ૧૯

વનયુવતિઃ વગડાની જુવાન સ્ત્રી. વિન્ધ્યાપદેઃ વિન્ધ્યાચળ પર્વતના પગ આગળ. વિષમઃ ખડબચડીઃ સમ નહીં તે વિષમ. છીપરેઃ નદીમાંના પહોળા પથરાઓમાં.

तस्यास्तिक्तैर्वनगजमदैर्वासितं वान्तवृष्टि-
  र्जम्बूकुञ्जप्रतिहतरयं तोयमादाय गच्छेः ।
अन्तःसारं घन तुलयितुं नानिलः शक्ष्यति त्वां
  रिक्तः सर्वो भवति हि लघुः पूर्णता गौरवाय ॥ २० ॥

ત્હેનાં કડછાં વનગજમદે મ્હેકતાં, જાંબુકુંજે
ખાળ્યાં પાણી, વરસી તરસ્યો તું પીને વાધજે જ;
ઉરભરેલા ન પછી તુજને વાયુ ડોલાવશે કોઃ
ખાલી સર્વે હળવું, ગરવાં હોય છે સૌ ભરેલાં. ૨૦

વનગજમદેઃ વનના હાથીઓના મદથી. ગરવાંઃ ગૌરવવન્તાં.

नीपं दृष्ट्वा हरितकपिशं केसरैरर्द्धरुढै-
राविर्भूतप्रथममुकुलाः कन्दलीश्चानुकच्छम् ।
दग्धारण्येष्वधिकसुरभिं गन्धमाघ्राय चोर्व्याः
सारङ्गास्ते जललवमुचः सूचयिष्यन्ति मार्गम् ॥ २१ ॥

ભાળી લીલાં ભૂખર અડધાં રેખફૂટયાં કદમ્બ,
ચરીને મ્હોરી પ્રથમ કળીએ કન્દલી કચ્છતીરે,
બાળ્યાં વનમાં વધુ ભભૂકતા સૂંઘી પૃથ્વીસુગન્ધો,
સારંગો તો પથ સૂચવશે વારીવર્ષેલ ત્હારા. ૨૧

ભૂખરઃભૂખરાં. કન્દલીઃકેળ નહીં, પણ લીલાં પાન ને રાતાં ફૂલોનો એક ન્હાનો છોડ. કચ્છતીરેઃપાણીનાં ખાબોચિયાંને કાંઠે. સારંગોઃ ભમરા, કાળિયાર, હાથીનાં બચ્ચાં. મલ્લીનાથ કહે છે કે ત્રણે અર્થ છે, ને દરેક ચરણ સાથે એકએકનો સંબંધ છે.

अम्भोबिन्दुग्रहणचतुरांश्चातकान्वीक्षमाणाः
श्रेणीभूताः परिगणनया निर्दिशन्तो बलाकाः ।
त्वामासाद्य स्तनितसमये मानयिष्यन्ति सिद्धाः
सोत्कम्पानि प्रियसहचरीसंभ्रमालिङ्गितानि ॥ २२ ॥

તુજ બિન્દુને ચતુર ઝીલવે ચાતકો પેખતા, ને
હારે હારો ગણી બગલીની ન્હાલીને દાખતા, તે
સિદ્ધો તુજને ગરજનસમે માન દેશે જ, પામી
ભયકમ્પેલી સહચરી તણાં સ્નેહઆલિંગનોને. ૨૨

સહચરીઃસખી. સ્નેહઆલિંગનોઃ સ્નેહનાં ભેટવાં.

उत्पश्यामि द्रुतमपि सखे मत्प्रियार्थं यियासोः
कालक्षेपं ककुभसुरभौ पर्वते पर्वते ते।
शुक्लापाङ्गैः सजलनयनैः स्वागतीकृत्य केकाः
प्रत्युद्यातः कथमपि भवान्गन्तुमाशु व्यवस्येत् ॥ २३ ॥

સત્વર જાવા પ્રિય ! મુજ ભલા કાજ ઇચ્છે છ, ત્હો યે
કાલક્ષેપો ગિરિફૂલફૂલ્યાં શૃંગશૃંગે હું પેખું:
સ્હામા આવી સજળ નયણે મોર કેકાવલિથી
સ્વાગત દેશે, જયમ ત્યમ કરી જલ્દી ત્યહાંથી જજે તું. ૨૩

કાલક્ષેપોઃવિલંબ, વખતનું ગાળવુ. શૃંગશૃંગેઃશિખર શિખરે. કેકાવલિથીઃ ઉપરાઉપરી ટ્હૌકારથી.

पाण्डुच्छायोपवनवृतयः केतकैः सूचिभिन्न-
नीडारम्भैर्गृहबलिभुजामाकुलग्रामचैत्याः ।
त्वय्यासन्ने परिणतफलश्यामजम्बूवनान्ताः
संपत्स्यन्ते कतिपयदिनस्थायिहंसा दशार्णाः ॥ २४ ॥

છેડે ફૂટી ઉપવનવીંટી કેતકીથી પીળુડો,
માળા માંડયે પુરવિહગડે ગાજતા ગામચૈત્ય,
પાકે જાંબુ વનસીમ બની શ્યામ, હંસે દિનો કંઈ
શોભ્યોઃએવો તુજ પગલીએ ખીલી ર્‌હેશે દશાર્ણ. ૨૪

ઉપવનવીંટીઃ બાગને ઘેરી પડેલી. પુરવિહગડેઃગામના પંખીઓએ. ગામચૈત્યઃચૈત્યનો અર્થ કેટલાક મન્દિર લે છે, કેટલાક વૃક્ષ લે છે. બૌદ્ધોનાં મન્દિરો ચૈત્ય કહેવાતાં, કારણ કે પૂર્વે ત્હેમાં મૂર્તિ ન હતી, પણ બુદ્ધની ચિતામાંનો અવશેષ રાખતા. દશાર્ણઃ અવન્તીની પૂર્વે આવેલો દશ કિલ્લાઓનો દેશ, મધ્યદેશનો પૂર્વ ભણીનો પ્રાન્તભાગ.

तेषां दिक्षु प्रथितविदिशालक्षणां राजधानीं
गत्वा सद्यः फलमविकलं कामुकत्वस्य लब्धा।
तीरोपान्तस्तनितसुभगं पास्यसि स्वादु यस्मा
त्सभ्रूभङ्गं मुखमिव पयो वेत्रवत्याश्चलोर्मि ॥ २५ ॥

ત્હેની વિશ્વે વિદિત વિદિશા નામ છે રાજધાની,
ત્ય્હાં જઇ જલ્દી સકલ રસ તું માણજે કામીઓના;
ઘાટે ખળકી સુભગ ઢળતાં, મીઠડાં, ઉર્મિ છલકયાં,
વેત્રવતીનાં મુખજલ પીજે, ભાગી ભ્રૂ શાં સુહાતાં. ૨૫

વિદિતઃજાણીતી. વિદિશાઃદશાર્ણની રાજધાની, હાલનું ભિલસા. વેત્રવતીઃ વિદિશા આગળ વહતી નદી, હાલની બેટવા. કાલ્પી આગળ થઇ જમનાને મળે છે.

नीचैराख्यं गिरिमधिवसेस्तत्र विश्रामहेतो-
स्त्वत्संपर्कात्पुलकितमिव प्रौढपुष्पैः कदम्बैः ।
यः पण्यस्त्रीरतिपरिमलोद्गारिभिर्नागराणा-
मुद्दामानि प्रथयति शिलावेश्मभिर्यौवनानि ॥ २६ ॥

તુજ સ્પર્શે શું પુલકિત થયો ફૂલફૂલ્યાં કદમ્બે,
એવા વામન ગિરિ ઉપર ત્ય્હાં બેસજે થાક ખાવા;
વેશ્યા સ્રીની રતિસુરભિથી મ્હેકતી જ્ય્હાં ગુફાએ
ઉચ્ચારે છે નગરજનનાં ઉછળ્યાં યૌવનોને. ૨૬

પુલકિતઃ રોમાંચ વાળો. વામન ગિરિઃ એ નામનું વિદિશા પાસેનું નીચું શિખર. રતિસુરભિઃ કામરસની સુગન્ધ.

विश्रान्तः सन्व्रज नगनदीतीरजानां निषिञ्च-
न्नुद्यानानां नवजलकणैर्यूथिकाजालकानि ।
गण्डस्वेदापनयनरुजाक्लान्तकर्णोत्पलानां
छायादानात्क्षणपरिचितः पुष्पलावीमुखानाम् ॥ २७ ॥

વિશ્રાન્તિ ત્ય્હાં લઈ વિચરજે, છાંટતો પાર્વતીનાં
ઉદ્યાનોમાં નવજલકણે જૂઈની મંજરીઓ;
ઝાંખાં જેનાં શ્રવણકમલો ભાલસ્વેદો નિતાર્યે,
છાયા ઢાળી ક્ષણ અડકજે તે મુખો માલણોનાં. ૨૭

વિશ્રાન્તિ:વિસામો. પાર્વતી: એ નામની નદી. ઉદ્યાનોમાં: વાડીઓમાં. નવજલકણે: નવા પાણીના છાંટાથી. શ્રવણકમલો: કાને પહેરેલાં કમલો. ભાલસ્વેદો:લલાટના પરસેવા.

वक्रः पन्था यदपि भवतः प्रस्थित स्योत्तराशां
सौधोत्सङ्गप्रणयविमुखो मा स्म भूरुज्जयिन्याः ।
विद्युद्दामस्फुरितचकितैस्तत्र पौराङ्गनानां
लोलापाङ्गैर्यदि न रमसे लोचनैर्वञ्चितोऽसि ॥ २८ ॥

ઉત્તરપન્થી તુજ પથિકને વાંકી છે વાટ, ત્હો યે
મ્હેલોત્સંગની વણપ્રીતકર્યો રૂહૈશ મા ઉજ્જૈનીનો.
વીજળી ચમકયે ચકિત, નખરે ઘેલી, પુરસુન્દરીની
આંખડલીથી રમીશ નહી ત્ય્હાં, વ્યર્થ તો જીવ્યું ત્હારૂં. ૨૮

મ્હેલોત્સંગઃ હવેલીના ઉછંગ, અગાસીઓ. પુરસુન્દરીઃ (શ્લોક ૧૬ માંની ભમ્મરના વિલાસથી અજાણી ગોરી નહીં, પણ) ઉજ્જયિની નગરીની સુન્દર સ્ત્રીઓ. ઉજ્જયિનીઃશિપ્રાને કાંઠે આવેલી અવન્તી દેશની ને ચક્રવર્તી મહારાજ વિક્રમાદિત્ય અને ભર્તૃહરિની રાજધાની. ભરતખંડના લગભગ નાભિસ્થાને વિરાજતી તે પુરીથી આર્ય ખગોલવેત્તાઓ રેખાંશ ગણતા. સાંદિપની ઋષિનું ગુરુકુલ ત્ય્હાં હતું, ને સુદામા તથા શ્રીકૃષ્ણ ત્ય્હાં ભણેલા. સાત મોક્ષપુરીઓમાંની એક.

वीचिक्षोभस्तनितविहगश्रेणिकाञ्चीगुणायाः
संसर्पन्त्याः स्खलितसुभगं दर्शितावर्तनाभेः।
निर्विन्ध्यायाः पथि भव रसाभ्यन्तरः सन्निपत्य
स्त्रीणामाद्यं प्रणयवचनं विभ्रमो हि प्रियेषु ॥ २९ ॥

ઉર્મિછોળે રણુકતી ધરી પંખીમાલાની સેર,
ઠોકર ખાધ્યે ઠમકતી જતી, દાખતી નાભિચક્ર,
નિર્વિન્ધ્યાના રસ ભીતર તું માણજે માર્ગ મળતાં:
પ્રિયને પ્હેલાં પ્રણુયવચનો નારીના હાવભાવ. 29

નાભિચક્ર:નાભિના સરખી જળની ભમરી. નિર્વિન્ધ્યા: એ નામની નદી. પ્રણુયવચનો: પ્રીતિની યાચનાના બોલ. નિર્વિન્ધ્યા ને સિન્ધુ એ નદીઓ વિદિશાથી ઉજ્જયિની જતાં માર્ગમાં આવે છે.

वेणीभूतप्रतनुसलिला सावतीतस्य सिन्धुः
पाण्डुच्छाया तटरुहतरुभ्रंशिभिर्जीर्णपर्णैः ।
सौभाग्यं ते सुभग विरहावस्थया व्यञ्जयन्ती
कार्श्यं येन त्यजति विधिना स त्वयैवोपपाद्यः ॥ ३० ॥

તે ઓળંગી, તટતરુ થકી જીર્ણ પર્ણો પડ્યેથી
રૂપે ફીકકી, નીર ઘટી ગયે બાંધી વેણુ શી, સિન્ધુ
વિરહીવેશે સુભગ ! સૂચવે ત્હારૂં સૌભાગ્ય; ત્હેને
સૌ કરજે તે વિધિ તું, કૃશતા અંગની જાય જેથી. ૩૦

તટતરુઃકાંઠા ઉપરનાં ઝાડ. જીર્ણ પર્ણોઃજીરણ થઇ ગયેલાં પાંદડાં. બાંધી વેણીઃવિરહિણીનો એક વેશ એ છે કે વિરહને પ્રથમ દિવસે જ ત્રણ સરની લાંબી એક લટ ગૂંથીને, નિત્યે તેલ સીંચીને હોળવાને બદલે એ જ સ્થિતિમાં બાંધેલી વેણી રહેવા દેવી. પિયુ ઘેર આવ્યે તે વિરહવેણી છોડતા. સિન્ધુઃમાળવાની એક નદી; દેવાસ આગળથી નીકળી ચંબલ નદીને મળે છે. ત્હેને આ શ્લોકમાં એક વિરહિણી સાથે સરખાવી છે. કૃશતાઃદુબળાપણું. સુભગ ! : હે સારા ભાગ્યવાળા !

प्राप्यावन्तीनुदयनकथाकोविदग्रामवृद्धा-
न्पूर्वोद्दिष्टामुपसर पुरीं श्रीविशालां विशालाम्।
स्वल्पीभूते सुचरितफले स्वर्गिणां गां गतानां
शेषैः पुण्यैर्हृतमिव दिवः कान्तिमत्खण्डमेकम् ॥ ३१ ॥

વર્ણે વૃદ્ધો ઉદયનકથા એ અવન્તી જ આવ્યે
પૂર્વે ભાખી પુરી વિચરજે ઉજ્જૈની લક્ષ્મીમ્હોરી;
સ્વલ્પ થયેથી સુકૃતફલ શું સ્વર્ગીનાં પૃથ્વી વાસ્યે
બાકી પુણ્યે સુભગ ખીલિયો એક એ સ્વર્ગખંડ ! ૩૧

અવન્તીઃઉજ્જયિની જેની રાજધાની હતી તે માળવાનો મધ્યપ્રાન્ત. સુકૃતઃસારાં કામ, પુણ્ય. સ્વર્ગીનાંઃસ્વર્ગવાસીઓનાં. સુભગઃસુન્દર. ઉદયનકથાઃઉજ્જયિનીના પ્રદ્યોત રાજાને ઇન્દ્રે દીધેલી વાસવદત્તા નામે કુંવરી હતી, ને ત્હેને સંજય નામના રાજાને પરણાવવા વિચાર હતો. દરમિયાન વાસવદત્તાએ સ્વપ્નમાં કૌશાંબીના રાજા ઉદયન ઉર્ફે વત્સરાજને દીઠો, ને મોહિત થઇ ત્હેને એ વાત જણાવી. પ્રદ્યોતને એની જાણ થતાં ત્હેણે વત્સરાજને પોતાની નગરીમાં કેદ કીધો; પણ જ્ય્હારે ત્હેને મન્ત્રીએ છૂટો કર્યો, ત્ય્હારે તે વાસવદત્તાનું હરણ કરી ગયો. વિશેષ હકીકત માટે જૂવો કથાસરિત્સાગર, અથવા ભાસના નાટકનું શ્રી કેશવ હર્ષદ ધ્રુવનું ભાષાન્તર, સાચું સ્વપ્ન.

दीर्घीकुर्वन्पटु मदकलं कूजितं सारसानां
प्रत्यूषेषु स्फुटितकमलामोदमैत्रीकषायः ।
यत्र स्त्रीणां हरति सुरतग्लानिमङ्गानुकूलः
शिप्रावातः प्रियतम इव प्रार्थनाचाटुकारः ॥ ३२ ॥

લંબાવન્તા સ્વર મદમીઠા કૂજતા સારસોના,
ને ઉઘડેલા કમલરજના સંગથી મ્હેકી, નિત્યે
ક્ષિપ્રાવાયુ, પ્રિય વચનથી પ્રાર્થતા વ્હાલમા શા,
ટાળે સ્ત્રીના સુરતશ્રમ ત્ય્હાં અંગ ભાવી પ્રભાતે. ૩૨

કમલરજઃ કમલના પરાગ. શિપ્રાઃ ઉજ્જયિનીની પ્રખ્યાત નદી. સુરતશ્રમઃ સંભોગના થાક.

हारांस्तारांस्तरलगुटिकान्कोटिशः शङ्खशुक्तीः
शष्पश्यामान्मरकतमणीनुन्मयूखप्ररोहान् ।
दृष्ट्वा यस्यां विपणिरचितान्विद्रुमाणां च भङ्गा-
न्संलक्ष्यन्ते सलिलनिधयस्तोयमात्रावशेषाः ॥ ३३ ॥

દુર્વાવર્ણાં કિરણસ્ફુરતાં લીલમો લોલ, ચોખ્ખા
મોતીહારો મણિ ઢળકતા, શંખ છીપો કરોડો,
પરવાળાં: એ સહુથી દીપતાં ભાળી ત્યહાંનાં બજારો
ધારે કો કે 'જલઉદધિમાં નીર શું માત્ર બાકી.' ૩૩

દુર્વાવર્ણાઃ ધરોના રંગનાં. જલઉદધિઃ પાણીભર્યો સાગર. મહાસાગરમાંનાં બધાં રત્નો ઉજ્જયિનીમાં આવ્યે સાગરમાં તો જાણે પાણી જ બાકી રહ્યું હોય એવી કવિની કલ્પના છે.

प्रद्योतस्य प्रियदुहितरं वत्सराजोऽत्र जह्रे
हैमं तालद्रुमवनमभूदत्र तस्यैव राज्ञः ।
अत्रोद्भ्रान्तः किल नलगिरिः स्तम्भमुत्पाट्य दर्पा
दित्यागन्तून्रमयति जनो यत्र बन्धूनभिज्ञः ॥ ३४ ॥

પૂર્વે આંહી હરી ઉદયને વ્હાલી પ્રદ્યોતપુત્રી,
તે રાજાનું અંહી વન હતું તાલનું હેમવર્ણું;
મદથી ગાંડો નલગિરિ અંહી થંભ પાડી ધૂમ્યો'તોઃ
એવું જૂના જન કહી કહી રીઝવે ત્યહાં મ્હેરોણા. ૩

હેમવર્ણુંઃ સોનેરી રંગનું. નલગિરિઃ એ નામનો પ્રદ્યો રાજાનો હાથી. જૂનાઃ અને તેથી જાણનારા. ઉજ્જયિનીમ પ્રચલિત કેટલીક કથાઓનું આ શ્લોકમાં સૂચન છે. પ્રદ્યો ઉર્ફે ચંડમહાસેનને મૃગયાનો શોખ સારો હતો, ને તે ત્હેણે વન પણ ઉછેર્યાં હતાં.

जालोद्गीर्णैरुपचितवपुः केशसंस्कारधूपै-
बन्धुप्रीत्या भवनशिखिभिर्दत्तनृत्योपहारः।
हर्म्येष्वस्याः कुसुमसुरभिष्वध्वखेदं नयेथा
लक्ष्मीं पश्यंल्ललितवनितापादरागाङ्कितेषु ॥ ३५ ॥

ફૂલી જાળી મંહીથી ઉડતા કેશસંસ્કારધૂપે,
બન્ધુપ્રીતનાં ગૃહમયૂરનાં નૃત્યસન્માન પામી,
ફૂલફોરન્તાં, લલિત વધુના પાયરંગે સુહન્તાં,
ત્ય્હાંનાં ધામે વિભવ નિરખી ટાળજે પન્થથાક. 35

કેશસંસ્કારધૂપેઃ વાળ હોળવાગૂંથવાની ક્રિયાઓમાં કેશને ધૂપ દેવાનો પણ રિવાજ હતો, ને ક્ય્હાંક હજી યે છે. ગૃહમયૂરઃ ઘરના પાળેલા મોર. ઘર ઉપર ર્હડી બેઠેલા મોર એવો અર્થ પણ કોઈ લે છે. નૃત્યસન્માનઃ નાચવારૂપી સત્કાર. વિભવઃ વૈભવ.

भर्तुः कण्ठच्छविरिति गणैः सादरं वीक्ष्यमाणः
पुण्यं यायास्त्रिभुवनगुरोर्धाम चण्डीश्वरस्य ।
धूतोद्यानं कुवलयरजोगन्धिभिर्गन्धवत्या-
स्तोयक्रीडानिरतयुवतिस्नानतिक्तैर्मरुद्भिः ॥ ३६ ॥

સાદર જોશે ગણ છબિ ગણી સ્વામીના કંઠની જ્યહાં,
જાજે તું તે ત્રિભુવનગુરુ શંભુને પુણ્યધામે;
જ્યહાંનાં બાગો કમલરજથી, જલવિહારે મચેલી
ઓના મદથી, પ્રમદ ઝુલવે ગન્ધવતીના સમીરો. ૩૬

સાદરઃઆદર સાથે. ગણઃશિવના ગણ. સ્વામીઃશિવજી. સાગરમન્થનકાલે શિવજીએ કાલકૂટ નામનું ઝેર પીધું ત્યહારથી તે નીલકંઠ કહેવાયા. શિવજીના એ નીલકંઠની છાયા માનીને. પુણ્યધામઃમહાકાલ નામના શિવનું એ જ નામનું મન્દિરઃ બાર જ્યોતિર્લિંગમાં તે શ્રેષ્ઠ મનાય છેઃ વિક્રમના રક્ષપાળ દેવ. કમલરજથીઃ કમલના પરાગથી. પ્રમદઃમદવાળા. ગન્ધવતીઃ એ નામની મહાકાલ પાસેની નદી.

अप्यन्यस्मिञ्जलधर महाकालमासाद्य काले
स्थातव्यं ते नयनविषयं यावदत्येति भानुः।
कुर्वन्सन्ध्याबलिपटहतां शूलिनः श्लाघनीया-
मामन्द्राणां फलमविकलं लप्स्यसे गर्जितानाम् ॥ ३७॥

કો બીજે યે સમય ઘન ! તું જો મહાકાળ જાય,
તો તો રહેજે નયનપથથી સૂર્ય ડૂબ્યા સૂધી ત્યહાં;
નોબત સાયં શિવપૂજનની ત્યહાં વગાડી યશસ્વી
મીઠાં ઘેરાં ગરજન તણું પુણ્ય નિઃશેષ લેજે. ૩૭

નયનપથઃ આંખનો માર્ગ. મહાકાલેશ્વર મહાદેવની સન્ધ્યાઆરતીનું આમાં સૂચન છે.

पादन्यासैः क्वणितरशनास्तत्र लीलावधूतै
रत्नच्छायाखचितवलिभिश्चामरैः क्लान्तहस्ताः ।
वेश्यास्त्वत्तो नखपदसुखान्प्राप्य वर्षाग्रबिन्दू-
नामोक्ष्यन्ते त्वयि मधुकरश्रेणिदीर्घान्कटाक्षान् ॥ ३८ ॥

પગને ઠમકે ઘૂઘરી ઘમકે, રત્નઝલકે જડેલી
દાંડીવાળા લલિત વીંઝંચે ચમ્મરે હાથથાકી,
નર્તકીઓ ત્યહાં, નખલીરૂઝતા પામી નવબિન્દુ ત્હારાં,
તું ભણી લાંબાં ભ્રમરસર શાં છોડશે કંઈ કટાક્ષો. ૩૮

રત્નઝલકેઃ રત્નોની ઝલકથી. નખલીઃનખનાં ચિહ્નઃ સરખાવો પગ, પગલી. ભ્રમરસરઃ ભમરાની હાર. મન્દિરોમાં મૂરલીઓ હજી પણ મહારાષ્ટ્રમાં રહે છે. આ શ્લોકમાં દૈશિક નામનાં નૃત્યનું સૂચન છે.

पश्चादुच्चैर्भुजतरुवनं मण्डलेनाभिलीनः।
सान्ध्यं तेजः प्रतिनवजपापुष्परक्तं दधानः।
नृत्यारम्भे हर पशुपतेरार्द्रनागाजिनेच्छां
शान्तोद्वेगस्तिमितनयनं दृष्टभक्तिर्भवान्या ॥ ३९ ॥

ને પછી ઉંચચે ભુજતરુવને મંડલાકાર ઝૂકી,
નવખીલ્યા શું ધરી રતુંબડું જાસુદી સાન્ધ્ય તેજ,
પૂરજે ભીના ગજઅજિનનો તાંડવે શંભુભાવઃ
થંભી આંખે, ભય શમી ગયે, ભક્તિ જોશે ભવાની. ૩૯

ઉંચચે ભુજતરુવનેઃઉંચા હાથરૂપી વૃક્ષોના વનમાં. મંડલાકારઃફરતો ગોલાકાર. જાસુદીઃજાસુદના રંગનું. ગજઅજિનનોઃ હાથીના ચર્મનો. તાડવેઃતાંડવ નામના નૃત્યમાં. પાર્વતીજી સહિત ગણો સાથે ઉંચા હાથ કરીને નિત્ય સન્ધ્યાએ શિવજી તાંડવનું નૃત્ય કરે છે, ને તે વખતે ગજાસુરનું લોહીભીનું રાતું ચર્મ ઓઢે છે એવી કથા છે. ભવાનીઃપાર્વતીજી.

गच्छन्तीनां रमणवसतिं योषितां तत्र नक्तं
रुद्धालोके नरपतिपथे सूचिभेद्यैस्तमोभिः।
सौदामन्या कनकनिकषस्निग्धया दर्शयोर्वीं
तोयोत्सर्गस्तनितमुखरो मा स्म भूर्विक्लवास्ताः ॥ ४० ॥

રાત્રે જાતી રમણભવને ત્ય્હાંહિની સુન્દરીને,
સોયજડાતે તિમિર નજરો રાજમાર્ગે રૂંધાતાં,
ભૂમિ દાખવજે નિકષચીતરી હેમરેખા શી વીજેઃ
મા ગર્જન્તો, નવ વરસતો, બ્હાવરી નારી છે તે. ૪૦

રમણભવનેઃ સ્વામીને ઘેર. સોયજડાતે તિમિરઃસોયની અણી જેમાં જડાઈ જાય એવા અન્ધકારમાં. નિકષચીતરીઃ કસોટી ઉપર દોરેલી. ગામમાં જ મહિયર હોય ત્હેવી સુન્દરીઓ રાત્રિએ પતિને ઘેર જાય એવો ચાલ આજે પણ ગુજરાતમાં છે. એટલે योषिताम् નો અર્થ અભિસારિકા લેવાની જરૂર નથી. જૂવો આ પછીનો બીજો શ્લોક ૪૨ મો. ત્હ્યાં અભિસારિકા અર્થ નથી લેતા, ને લેવાય એમ નથી; તો પછી અહીં એ અર્થ શા માટે?

तां कस्यांचिद्भवनवलभौ सुप्तपारावतायां
नीत्वा रात्रिं चिरविलसनात्खिन्नविद्युत्कलत्रः ।
दृष्टे सूर्ये पुनरपि भवान्वाहयेदध्वशेषं
मन्दायन्ते न खलु सुहृदामभ्युपेतार्थकृत्याः ॥ ४१ ॥

ત્યહાં પોઢેલાં કબૂતર ભરી ધામની કોક પાંખે
રાત્રી ગાળી બહુ વિલસવે થાકી વિદ્યુતસખી શું,
દીઠે ભાનુ વળી વિચરજે વીર ! વાટે અધૂરીઃ
માથે લે કો પ્રિયનું ભલું તે ના ખરે ! મન્દ થાયે. ૪૧

વિલસવેઃ રમવાથી. વિદ્યુત્સખી શુંઃ વીજળીરૂપી સખીની સંગાથે.

तस्मिन्काले नयनसलिलं योषितां खण्डितानां
शान्तिं नेयं प्रणयिभिरतो वर्त्म भानोस्त्यजाशु ।
प्रालेयास्रं कमलवदनात्सोऽपि हर्तुं नलिन्याः
प्रत्यावृत्तस्त्वयि कररुधि स्यादनल्पाभ्यसूयः ॥ ४२ ॥

તે કાલે તો નયનજલને ખંડિતા પત્નીઓનાં
ટાઢાં પાડે પ્રીતમ, ઝટ તો ત્યાગજે સૂર્યમાર્ગ;
નહિ તો તે યે કમલમુખથી પદ્મિનીનાં દવાશ્રુ
હ્હોવા વળતો તુજ, કર રૂંધ્યે, દ્વેષી થાશે ન થોડો. ૪૨

ખંડિતાઃ પોતાનો પતિ પરઘેર જાય તેથી સ્નેહખંડિત થયેલી સ્ત્રી. કમલમુખથીઃ કમલરૂપી મુખથી. પદ્મિનીઃકમલનો છોડ. દવાશ્રુઃ ઝાકળનાં બિન્દુરૂપી આંસુ. કરઃ હાથ, કિરણ.

गम्भीरायाः पयसि सरितश्चेतसीव प्रसन्ने
छायात्माऽपि प्रकृतिसुभगो लप्स्यते ते प्रवेशम् ।
तस्मात्तस्याः कुमुदविशदान्यर्हसि त्वं न धैर्या-
न्मोघीकर्तुं चटुलशफरोद्वर्तनप्रेक्षितानि ॥ ४३ ॥

ગમ્ભીરાનાં હૃદય સરિખાં નીર માંહી પ્રસન્ન
છાયાત્મા યે પ્રકૃતિમધુરો સરકશે તુજ સ્હેજે;
તેથી ન ઘટે વિફળ કરવી ત્હેની શીઘ્રે ઉડન્તી
પોયણુધોળી શફરી શી દૃગો મેઘ! રહીને નઠોર. ૪૩

ગમ્ભીરાઃ જીનસેને કહેલી માળવામાંની એક ન્હાની નદી, ગમ્ભીર સ્વભાવની સુન્દરી. છાયાત્માઃ ત્હારી છાયા, ત્હારો છાયારૂપી આત્મા. પ્રકૃતિમધુરોઃસ્વભાવથી જ મધુર. વિફલઃફોગટ. શીઘ્રેઃઝડપથી. શફરીઃ એક જાતની સફેદ ન્હાની ચળકતી માછલી. દૃગોઃનજરો, દૃષ્ટિઓ. ધૈર્યાત્ : (ગમ્ભીરાની નજરોથી અણસ્પર્શી) અડોલતાને લીધે.

तस्याः किंचित्करधृतमिव प्राप्तवानीरशाखं
हृत्वा नीलं सलिलवसनं मुक्तरोधोनितम्बम् ।
प्रस्थानं ते कथमपि सखे लम्बमानस्य भावि
ज्ञातास्वादो विवृतजघनां को विहातुं समर्थः ॥ ४४ ॥

ત્હેનું, કાંઇક કરથી ઝીલ્યું શું, નેતરોને અડન્તું,
હરીને નીલું જલવસન તે તટનિતમ્બોથી ખસિયું,
પછી ક્યેમે યે વીર! તુજ થશે ત્ય્હાંથી પ્રસ્થાન પોઢયે ?
રસરંગીલો અધખૂલી સ્ત્રીને છાંડવે કો સમર્થ ? ૪૪

જલવસનઃપાણી રૂપી વસ્ત્ર. તટનિતમ્બોથી ખસિયું; તટરૂપી નિતમ્બ ઉપરથી ખસી ગયેલું. પ્રસ્થાનઃપ્રયાણ, માર્ગે પડવું.

त्वन्निष्यन्दोच्छ्वसितवसुधागन्धसंपर्करम्यः
स्रोतोरन्ध्रध्वनितसुभगं दन्तिभिः पीयमानः।
नीचैर्वास्यत्युपजिगमिषोर्देवपूर्वं गिरिं ते
शीतो वायुः परिणमयिता काननोदुम्बराणाम् ॥ ४५ ॥

ત્હારે ફોરે ભભૂકી ઉઠતા પૃથ્વિગન્ધોથી રમ્ય,
ને સોહન્તી ફણુ ફડકતી હાથીશૂંઢે પીવાતો
શીળો વાયુ, પકવી પકવી ઉમ્બરાનાં વનોને,
વાશે ધીરે સજન! તુજને–દેવગિરિએ જતાને. ૪૫

પૃથ્વિગન્ધોઃપૃથ્વિના સુગન્ધ. દેવગિરિઃચંબલની દક્ષિણે ને જહાંસીની નૈરૃત્યે આવેલ દેવગઢઃ મેઘના માર્ગમાં તે આવેલ છે.

तत्र स्कन्दं नियतवसतिं पुष्पमेघीकृतात्मा
पुष्पासारैः स्नपयतु भवान्व्योमगङ्गाजलार्द्रैः ।
रक्षाहेतोर्नवशशिभृता वासवीनां चमूना-
मत्यादित्यं हुतवहमुखे संभृतं तद्धि तेजः ॥ ४६ ॥

ત્ય્હાં ફૂલવાદળી બની તું રહીને નિત્યવાસી જ સ્કન્દ
સ્વર્ગંગાનાં જલભીની અભિષેકજે પુષ્પઝડીએ;
રક્ષા કાજે અમરપતિના સૈન્યની શંભુદેવે
અગ્નિસુખડે રવિથી ય વડું તેજ તે તો મૂક્યુ'તું. ૪૬

તું બનીઃમેઘ સ્વેચ્છારૂપધર છે માટે. સ્કન્દઃકાર્તિક સ્વામી. ત્ય્હાં ત્હેમનું મન્દિર છે. સ્વર્ગંગાઃસ્વર્ગમાંની ગંગા. અમરપતિઃ ઇન્દ્ર. દેવોને તારક નામનો અસુર પીડાતો હતો તેથી તેઓ શંકર પાસે ગયા. શંકરે પોતાનું વીર્ય અગ્નિમુખમાં મૂક્યું. અગ્નિથી તે ન જીરવાતાં ગંગામાં નાંખ્યું. ગંગાથી તે ન જીરવાતાં બરૂના ભોથામાં નાંખ્યું. ત્ય્હાં પુત્ર જન્મ્યો તે શરજ કે શરવણજ. ત્હેને કૃતિકાઓએ ઉછેર્યો, તેથી તે કાર્તિકેય કહેવાયો. મોર ત્હેનું વાહન છે, ને એક હાથમાં બાણ ને એક હાથમાં કમાન ત્હેનાં શસ્ત્રો છે. દેવોનો તે સેનાધિપતિ છે.

ज्योतिर्लेखावलयि गलितं यस्य बर्हं भवानी
पुत्रप्रेम्णा कुवलयदलप्रापि कर्णे करोति ।
धौतापाङ्गं हरशशिरुचा पावकेस्तं मयूरं
पश्चादद्रिग्रहणगुरुभिर्गर्जितैर्नर्तयेथाः ॥ ४७ ॥

જ્યોતિર્મંડલ સ્ફુરતું ખરિયું પીંછ જેનું ભવાની
પુત્રપ્રેમે કમલદલથી શોભિતે કાન ધારે,
શિવજ્યોત્સ્નાથી ધવળનયણા સ્કન્દના મોરને તે
ત્હારે ગર્જન પછી નચવજે ગાજીને પ્હાડઝીલ્યો. ૪૭

જ્યોતિર્મંડલઃ તેજનું કુંડાળું. કમલદલઃ કમળની પાંખડી. શિવજ્યોત્સ્નાથીઃ શિવજીના ચન્દ્રના પ્રકાશથી.

आराध्यैनं शरवणभवं देवमुल्लङ्घिताध्वा
सिद्धद्वन्द्वैर्जलकणभयाद्वीणिभिर्मुक्तमार्गः ।
व्यालम्बेथाः सुरभितनयालम्भजां मानयिष्य-
न्स्रोतोमूर्त्या भुवि परिणतां रन्तिदेवस्य कीर्तिम् ॥४८॥

આરાધી એ શરજનમિયા દેવ, વીણા ધરેલાં
સિદ્ધદ્વન્દ્વે જલકણભયે પન્થ છાંડયા ઉલંઘી,
રન્તિદેવની પૃથિવિ ઉતરી ગોસવોની શું કીર્તિ
સરિતારૂપે, નદી ઉપર તે ઝૂકજે માન દેવા. ૪૮

શરજનમિયાઃ શરનાં ભોથાંમાં જન્મેલા કાર્તિક સ્વામી. સિદ્ધદ્વન્દ્વેઃસિદ્ધનાં જોડલાંઓએ. જલકણભયેઃપાણીના છાંટાના ભયથી. રન્તિદેવઃભરતવંશમાં છઠ્ઠાદશપુરના રાજા.ઉદાર ધર્માત્મા ને બહુ યજ્ઞો કરનાર, લક્ષ્મીવાન રાજા હતા. ગોસવોઃગોમેધ. રન્તિદેવ રાજાએ ઘણા યજ્ઞો કરી ગાયોના બલિ આપ્યા હતા, ને એ ગોચર્મોમાંથી નદી વહી તે ચર્મણ્વતી અથવા હાલની ચંબલ.

त्वय्यादातुं जलमवनते शार्ङ्गिणो वर्णचौरे
तस्याः सिन्धोः पृथुमपि तनुं दूरभावात्प्रवाहम्
प्रेक्षिष्यन्ते गगनगतयो नूनमावर्ज्य दृष्टी-
रेकं मुक्तागुणमिव भुवः स्थूलमध्येन्द्रनीलम् ॥ ४९ ॥

મ્હોળા ત્હો યે દૂર થકી ઝીણા તે નદીના પ્રવાહે
જ્યહારે પીવા જળ નમીશ તું વિષ્ણુનો વર્ણચોર,
સાચે, વારી દૃગ, નિરખશે વ્યોમવિહારી, જાણે
એક જ મોતીસર પૃથિવિની, મધ્ય મ્હોટો શની શું ? ૪૯

તે નદીનાઃ ચંબલના. વિષ્ણુનો વર્ણચોરઃ વિષ્ણુના જેવા શ્યામ રંગનો. દૃગઃ નજર. વ્યોમવિહારીઃ આકાશમાં વિહાર કરનારાંઓ. એક જ મોતીસર પૃથિવિનીઃ પૃથ્વીનો એકાવળ મોતીહાર.

तांमुत्तीर्य व्रज परिचितभ्रूलताविभ्रमाणां
पक्ष्मोत्क्षेपादुपरिविलसत्कृष्णशारप्रभाणाम् ॥
कुन्दक्षेपानुगमधुकरश्रीमुषामात्मबिम्बं
पात्रीकुर्वन्दशपुरवधूनेत्रकौतूहलानाम् ॥ ५० ॥

ને જાજે તે ઉતરી, સ્ફુરતી ભ્રૂલતાના વિલાસો,
પાંપણ્ મટક્યે ઉડી ઝબકતી શ્યામરાતી પ્રભાળી,
ડોલ્યા કુન્દે ઝૂલત અલિ શી લોલ કોડીલી આંખે
ત્હારી મૂર્તિ દશપુર તણી દાખવી સુન્દરીને. ૫૦

ભ્રૂલતાઃ ભમ્મરની વેલ. કુન્દઃ મોગરાનું ફૂલ. અલિઃ ભમરો. દશપુરઃ રન્તિદેવની રાજધાની. રન્તિપુર–રણુથંભોર અથવા દેશોર–મંડેસર.

ब्रह्मावर्तं जनपदमथ च्छायया गाहमानः
क्षेत्रं क्षत्रप्रधनपिशुनं कौरवं तद्भजेथाः ।
राजन्यानां शितशरशतैर्यत्र गाण्डीवधन्वा
धारापातैस्त्वमिव कमलान्यभ्यवर्षन्मुखानि ॥ ५१ ॥

બ્રહ્માવર્તે ત્યંહિંથી વિચરી, છાંયડીથી પ્રવેશી,
ક્ષત્રિયોના વધ સ્મરવતા તે કુરુક્ષેત્ર જાજે;
ધારાઝડીએ તું જયમ કમલો, તેમ ગાણ્ડીવધરે જ્યહાં
વર્ષાવ્યાં કંઇ શિર નૃપતિનાં સેંકડો તીક્ષ્ણ બાણે. ૫૧

બ્રહ્માવર્તઃ સરસ્વતી અને દૃશદ્વતી નદીઓ વચ્ચેનો દેશ ભાગ; સર્વ પ્રાન્તોમાં તે સૌથી પવિત્ર મનાય છે. કુરુક્ષેત્રઃ અનેક વેળા ભરતખંડનું ભાગ્ય ઘડનારૂં પાણીપતનું મેદાન; સ્થાનેશ્વરથી જરા દક્ષિણે છે, અને સરસ્વતી નદી તે રણમાં વહી જમીનમાં સમાઈ જાય છે. ગાણ્ડીવધરેઃ ગાણ્ડીવ નામના ધનુષ્યને ધરનાર અર્જુને.

हित्वा हालामभिमतरसां रेवतीलोचनाङ्कां
बन्धुप्रीत्या समरविमुखो लाङ्गली याः सिषेवे ।
कृत्वा तासामधिगममपां सौम्य सारस्वतीना-
मन्तः शुद्धस्त्वमपि भविता वर्णमात्रेण कृष्णः ॥५२॥

મનમાનીતો મૂકી મધુ દીપ્યો રેવતીનેત્રરેખે,
બન્ધુપ્રીતે હળધર તજી યુદ્ધ સેવે જ જેહ,
નાહીને ત્યહાં ઘન ! પુનિત તે નીર સારસ્વતીને
હૈયે નિર્મળ થઈશ તું ય, રહે વર્ણથી માત્ર કૃષ્ણ. ૫૨

મધુ:મદ્ય. રેવતીનેત્રરેખે: રેવતીજીની આંખડીની છાયા-રેખાથી. રેવતીજી: બળરામનાં રાણી, કુશસ્થલીના સ્થાપનાર રેવત રાજાની કન્યા. રેવત એટલે રવૈયો–ગિરનારનું પ્રાચીન નામ. બન્ધુપ્રીતે: સગાંઓના હેતથી. હળધર: હળને આયુધ તરીકે ધારણ કરનાર બળરામ; શેષના અવતાર, શ્રી કૃષ્ણના મ્હોટા ભાઈ, ભીમ તથા દુર્યોધનને ગદાયુદ્ધ શીખવનાર. કૌર-વપાંડવના યુદ્ધના સમાચાર સાંભળી ઉદાસ થઈને યાત્રાએ ચાલ્યા ગયા હતા. નીર સારસ્વતીને: સરસ્વતી નદીનાં પાણીમાં. તે કુમારિકા નદી કુરુક્ષેત્રની વાયવ્ય દિશામાં વહી રણની રેતીમાં સમાઇ જાય છે. કૃષ્ણ:કાળો.

तस्माद्गच्छेरनुकनखलं शैलराजावतीर्णां
जन्होः कन्यां सगरतनयस्वर्गसोपानपङ्क्तिम् ॥
गौरीवक्त्रभ्रुकुटिरचनां या विहस्येव फेनै
शंभोः केशग्रहणमकरोदिन्दुलग्नोर्मिहस्ता ॥ ५३ ॥

ત્હાંથી જાજે કનખલ કને, જાહ્નવી ઉતરે જ્યહાં
હિમાળેથી, સગરસુતની સ્વર્ગસ્હીડી સરીખી.
ગૌરીમુખડે પડી ભ્રુકુટિ શું ફીણુહાસે ઉવેખી,
ઝીલી ઉર્મિકરથી શશી, જે શંભુના કેશ ઝાલે. ૫૩

કનખલઃ હરદ્વાર નજીક આવેલું ગામ ને શિખર. ‘ અનુ–કને ’ શબ્દ હોવાથી કેટલાક આ શ્લોકમાં હરદ્વારનું વર્ણન માને છે. જાહ્નવીઃ જહ્નુ ઋષિની કન્યા. સગર રાજાના ૬૦૦૦૦ પુત્રોને કપિલ મુનિએ શાપ દઈ બાળી નાંખ્યા હતા. ત્હેમના ઉદ્ધારને કાજે સગરના પ્રપૌત્ર ભગીરથ રાજાએ તપ કરી સ્વર્ગગંગાને ઉતારી. સ્વર્ગમાંથી પૃથ્વી પડતો તે ધોધ શિવજીએ જટામાં ઝીલ્યો, અને તે આગળ ગયે જહ્નુ ઋષિ પી ગયા. પછી ભગીરથની આજીજીથી પોતાની ઝાંઘમાંથી વહતી કીધી. એ રીતે ભગીરથ રાજાએ ગંગા પૃથ્વીમાં આણી, માટે ભાગીરથી કહેવાઇ; ને સગર રાજાના પુત્રોને તાર્યો, માટે ‘ સગરસુતની સ્વર્ગસ્હીડી ’ મહાકવિએ કહી. ભ્રુકુટિઃ ભમ્મરની ચ્હડાવેલી કમાન. ઉર્મિકરથીઃ તરંગો રૂપી હાથથી.

तस्याः पातुं सुरगज इव व्योम्नि पश्चार्धलम्बी
 त्वं चेदच्छस्फटिकविशदं तर्कयेस्तिर्यगम्भः ।
संसर्पन्त्या सपदि भवतः स्त्रोतसि च्छाययाऽसौ
 स्यादस्थानोपगतयमुनासङ्गमेवाभिरामा ॥ ५४ ॥

ઐરાવત શો ગગન લટકી પાછલે પાય વાંકો
ત્હેનાં ચોકખાં સ્ફટિકઉજળાં નીર ધારીશ પીવા,
તો તુજ છાયા ધસતી સરિતે સરકતાં, તેહ ગંગા,
અસ્થાને આ મળી શું યમુના, એવી સ્હોશે સુરમ્ય. ૫૪

ઐરાવતઃ સાત શૂંઢવાળો ઇન્દ્રનો મ્હોટો હાથી. ગંગાનાં ઉજળાં નીરમાં જમનાનું કાળું પાણી પ્રયાગ આગળ મળે છે; પણ આ સ્થાને ગંગાના ઉજળાં જળમાં જમનાનાં કાળાં પાણી જેવી ત્હારી છાયા સરકતાં અસ્થાને ગંગાયમુનાના સંગમ સરિખું ચિત્ર થશે.

आसीनानां सुरभितशिलं नाभिगन्धैर्मृगाणां
तस्या एव प्रभवमचलं प्राप्य गौरं तुषारैः ।
वक्ष्यस्यध्वश्रमविनयने तस्य शृङ्गे निषण्णः
शोभां शुभ्रत्रिनयनवृषोत्खातपङ्कोपमेयाम् ॥ ५५ ॥

મૃગ બેઠાંથી જ્યહિં મ્હસમ્હસે કસ્તૂરીથી શિલાઓ,
તે ગંગાને જનક જઈને હિમધોળે હિમાદ્રિ,
ત્હેને શિખરે શ્રમ પથ તણો ટાળવા બેસી, લેજે
શોભા શિવના ધવળ વૃષભે ફેંકિયા પંક જેવી. ૫૫

મૃગઃ કસ્તૂરીમૃગ. જનકઃ પિતા. વૃષભઃ પોઠી. પંકઃ કાદવ. બીજા શ્લોકમાં જેમ હાથી જેવા મેઘને વપ્રક્રીડા કરતો કહ્યો છે, તેમ અંહી શિવજીના પોઠીને વપ્રક્રીડા કરતો કહ્યો છે.

तं चेद्वायो सरति सरलस्कन्धसंघट्टजन्मा
बाधेतोल्काक्षपितचमरीबालभारो दवाग्निः ।
अर्हस्येनं शमयितुमलं वारिधारासहस्रै-
रापन्नार्तिप्रशमनफलाः संपदो ह्युत्तमानाम् ॥५६॥

વાયુ વાયે ઘસઈ પ્રગટે દેવદારૂની ડાળો,
વેરે તણખા ચમરી પૂછથી, તે દવાગ્નિ પીડે, તો
એ ગિરિના સૌ દવ શમવજે કોટિધા નીરધારેઃ
દુખિયારાંના દવ શમવવા સંપદો શ્રેષ્ઠની જ. ૫૬

ચમરીઃ જેના પૂછના વાળના ચમ્મર બને છે તે હિમાલયમાંનું એક જાતનું પ્રાણી. દવાગ્નિઃ દાવાનળ, વનનો અગ્નિ. પહેલા ચરણમાં દાવાનળ પ્રગટવાનું કારણ, ને બીજા ચરણમાં તે દાવાનળ ઠામઠામ પ્રસરવાનું કારણ કહેલું છે.

ये संरम्भोत्पतनरभसाः स्वाङ्गभङ्गाय तस्मि-
न्मुक्ताध्वानं सपदि शरभा लङ्घयेयुर्भवन्तम् ॥
तान्कुर्वीथास्तुमुलकरकावृष्टिपातावकीर्णा-
न्के वा न स्युः परिभवपदं निष्फलारम्भयत्नाः ॥५७॥

ને કોપે જે ઉછળી ઉછળી, માગમૂક્યા ત્હને ચે
કૂદી જાવા, સરભ તલપે ભાગવા નિજ અંગો,
વર્ષી કરાની તુમુલ ઝડીઓ જૂથ વિખેરજે તેઃ
કો પરિભવનો વિષય ન બને આદરી યત્ન મિથ્યા ? ૫૭

સરભઃ આઠ પગનાં એક જાતનાં ઝનૂની પ્રાણીઓ.
તુમુલઃ ભારે. પરિભવઃ વિદારણ, હાર.

तत्र व्यक्तं दृषदि चरणन्यासमर्धेन्दुमौलेः
शश्वत्सिद्धैरुपचितबलिं भक्तिनम्रः परीयाः ।
यस्मिन्दृष्टे करणविगमादूर्ध्वमुद्धूतपापाः
संकल्पन्ते स्थिरगणपदप्राप्तये श्रद्दधानाः ॥ ५८ ॥

ત્યહાં સિદ્ધોએ નિત નિત પૂજ્યાં પેખ જો કો શિલાએ
શંભૂપગલાં, પરિક્રમણ તો સાધજે ભક્તિનમિયોઃ
જેને દર્શન, શરીર વણસે તે પછી, પાપ ધોઇ,
શ્રદ્ધાળુઓ ગણપદ તણી શાશ્વતી મુક્તિ માને. ૫૮

પરિક્રમણઃ પ્રદક્ષિણા. ગણપદ તણીઃ (શંકરના) ગણની પદવીની. શાશ્વતીઃ હમેશની. મન્દિર વિનાનાં કો શિલા કે ખડક ઉપરનાં આવાં પગલાં ડુંગરી સ્થળોમાં ઘણી જગાએ હોય છે. ને રાજકોટની દક્ષિણે ગાઉ એક ઉપરનું નદી વચ્ચેનું જંગલેશ્વરનું સ્થાન એવું છે. તો પછી હિમાદ્રિમાળામાં તો એવાં અનેક હોય જ. કોઇ હરની પાયરી નામની ટેકરીનું સૂચન આ શ્લોકમાં ધારે છે.

शब्दायन्ते मधुरमनिलैः कीचकाः पूर्यमाणाः
संसक्ताभिस्त्रिपुरविजयो गीयते किन्नरीभिः ।
निर्ह्रादस्ते मुरज इव चेत्कन्दरेषु ध्वनिः स्या-
त्संगीतार्थो ननु पशुपतेस्तत्र भावी समग्रः ॥ ५९ ॥

ત્ય્હાં તો બોલે મધુરૂં અનિલે પૂરિયા વેણુઓ, ને
ત્ય્હાં ગાયે છે ત્રિપુરજયને ઘૂમતી કિન્નરીઓ;
ગિરિગર્જન્તા તુજ ધ્વનિથી જો તું વગાડે મૃદંગ,
તો શંભુનાં સહુ મળી રહે સાજ સંગીતનાં ત્ય્હાં. ૫૯

વેણુઓ: છિદ્રવાળા વાંસ. ત્રિપુરજય: ત્રણ પુરનો જય. માયાએ અસુરોને કાજે આકાશ અન્તરિક્ષ ને પૃથ્વીલોકે સુવર્ણ રજત ને લોહનું એક એક પુર વસાવ્યું હતું, તે ત્રણે પુરો—નગરોનો જય. કિન્નરીઓ: કિન્નરની સ્ત્રીઓ. અશ્વોનાં માથાં ને મનુષ્યના દેહ ત્હેમને હોય છે.

प्रालेयाद्रेरुपतटमतिक्रम्य तांस्तान्विशेषा-
न्हंसद्वारं भृगुपतियशोवर्त्म यत्क्रौञ्चरन्ध्रम्
तेनोदीचीं दिशमनुसरेस्तिर्यगायामशोभी
श्यामः पादो बलिनियमनाभ्युद्यतस्येव विष्णोः ॥६०॥

હિમાદ્રિની સહુ વિવિધ તે તીરલીલા વટાવી,
હંસદ્વાર શું-ભૃગુપતિ તણો કીર્તિપથ-ક્રૌંચરન્ધ્ર,
ઉત્તરમાં તે મંહી થઇ જજે, શોભી વાંકો વળી તું,
ઉપાડેલો બલિદમન શું વિષ્ણુનો શ્યામ પાય. ૬૦

હંસદ્વાર શુંઃ ( માન સરોવરેથી ) હંસોને આવવાજવાના બારણા જેવું. ભગુપતિઃ પરશુરામ; સરખાવો રઘુપતિઃ રામચન્દ્રજી. ભૃગુપતિ તણો કીર્તિપથઃ પરશુરામના યશને વહવાના માર્ગ સમું. ક્રૌંચરન્ધ્રઃ ક્રૌંચ નામના પહાડમાં પાડેલું કાંકુ. કૈલાસ ઉપર શિવજીએ પરશુરામને ધનુર્વેદ શીખવ્યા પછી કાર્તિક સ્વામીની સ્પર્ધામાં પરશુરામે બાણથી પર્વતમાં તે કાંકુ પાડયું હતું. હિમાલયમાંની કો ઘાટબ્હારી તે હોવી જોઇએ. બલિદમનઃ બલિ રાજાને મારવાને કાજે. પ્રહ્લાદના પૌત્ર બલિ રાજાની ને વામનાવતારની કથા જાણીતી છે.

गत्वा चोर्ध्वं दशमुखभुजोच्छ्वासितप्रस्थसन्धेः
कैलासस्य त्रिदशवनितादर्पणस्यातिथिः स्याः ।
शृङ्गोच्छ्रायैः कुमुदविशदैर्यो वितत्य स्थितः खं
राशीभूतः प्रतिदिनमिव त्र्यम्बकस्याट्टहासः ॥ ६१ ॥

ને જઇ આગે, ઉચળી ખખળ્યા રાવણે શૃંગસાંધા,
તે કૈલાસે અતિથિ બનજે, દર્પણે દેવીઓને;
નિજ ઓછાયે કુમુદઉજળે જે ભરી આભ ઉભો:
જાણે ઢગલે વળ્યું દિનદિને શંભુનું અટ્ટહાસ્ય. ૬૧

ઓછાયેઃ ઉંચે જતી છાયા વડે. અટ્ટહાસ્યઃ ખડખડાટ હસવું. કૈલાસને લંકામાં લઇ જવા રાવણે મૂળમાંથી ઉપાડયો હતોઃ ને તે ગિરિ ધ્રૂજી ઉઠતાં પાર્વતીજી શિવજીને વળગી પડતાં ત્હેમનો ભય શમાવવા શંભુએ કૈલાસને નીચે ચાંપ્યો હતો. રાવણ ત્હેમાં ચંપાતાં શંકરની સ્તુતિ કરી આખરે છૂટયો હતો એવી કથા છે.

उत्पश्यामि त्वयि तटगते स्निग्धभिन्नाञ्जनाभे
सद्यः कृत्तद्विरददशनच्छेदगौरस्य तस्य ।
शोभामद्रेः स्तिमितनयनप्रेक्षणीयां भवित्री-
मंसन्यस्ते सति हलभृतो मेचके वाससीव ॥६२॥

धारું છું કે તુજ તટ ચ્હડયે ઘેરી સુરમાપ્રભાથી,
તાજા વ્હેર્યાં ગજદશનના વ્હેર શા ગૌર તેહ
ગિરિની શોભા સ્થિર નયનથી ત્ય્હાં થશે પેખવા શીઃ
ઉભા જાણે હળધર ધરી કામળી કાળી ખાંધે. ૬૨

તટઃ ધાર, કિનાર. સુરમાપ્રભાથીઃ સુરમાના જેવી પ્રભાથી. ગજદશનનાઃ હાથીના દાંતના. હળધરઃ બળરામ. બળરામ વિષ્ણુના શ્વેત નિમાળામાંથી સરજાયેલા હોઇ ઘણા ગોરા હતા, અને કાળી કામળ ઓઢવી ત્હેમને પ્રિય હતી.

हित्वा तस्मिन्भुजगवलयं शंभुना दत्तहस्ता
क्रीडाशैले यदि च विहरेत्पादचारेण गौरी ।
भङ्गीभक्त्या विरचितवपुः स्तम्भितान्तर्जलौघः
सोपानत्वं कुरु मणितटारोहणायाग्रयायी ॥ ६३ ॥

ને સર્પોનાં વલય તજીને શંભુદીધ હાથ ઝાલી
તે ક્રીડાને શિખર વિહરે ગૌરી જો પાય ચાલી,
તો થંભાવી જલપૂર, રચી ભાગી રેખાનું રૂપ,
ચ્હડવા, આગે જઇ, પગથિયાં માંડજે રત્નઘાટે. ૬૩

વલયઃ કંકણ. ક્રીડાને શિખરઃ કૈલાસ ઉપર. કૈલાસ કનકાદ્રિ મન્દરાચળ ને ગન્ધમાદન એ ચાર શિવજીનાં ક્રીડાનાં શિખરો છે. રત્નઘાટેઃ કૈલાસ મણિમય છે, એટલે ત્હેના તટ પણ મણિમય જ કહેલા છે. નદીમાંની લહરીઓની પરંપરાના જેવું, ભાગેલી રેખાઓના જેવું, મેઘનું રૂપ કેટલીક વાર સન્ધ્યાકાળે આકાશમાં થાય છે ત્હેનું આ શ્લોકમાં વર્ણન છે.

तत्रावश्यं वलयकुलिशोद्घट्टनोद्गीर्णतोयं
नेष्यन्ति त्वां सुरयुवतयो यन्त्रधारागृहत्वम् ।
ताभ्यो मोक्षस्तव यदि सखे घर्मलब्धस्य न स्यात्
क्रीडालोलाः श्रवणपरुषैर्गर्जितैर्भाययेस्ताः ॥ ६४ ॥

ત્હાં તો નિશ્ચે વલયઅણીઓ મારી, વર્ષાવી વારી,
કરશે ત્હારો સુરયુવતિઓ સ્નાનગેહે ફૂવારો;
ક્રીડાઘેલી કદિ યુવતિ તે પામી ગ્રીષ્મે ન છોડે,
તો ગર્જનથી શ્રવણચીરતે મેઘ ! બ્હીવરાવજે તું. ૬૪

વલયઅણીઓઃ કંકણની (કાંગરીની) અણીઓ. સુરયુવતિઓઃ દેવોની જોબનવન્તી સ્ત્રીઓ. સ્નાનગેહેઃ ન્હાવાના ઓરડામાં. ગોઠવેલા યન્ત્રમાંથી ધારાસ્નાન સ્નાનમન્દિરે પામે તેમ એકાન્તમાં ત્હારી સાથે દેવાંગનાઓ ક્રીડા કરશે એમ યક્ષ મેઘને કહે છે.

हेमाम्भोजप्रसवि सलिलं मानसस्याददानः
कुर्वन्कामा त्क्षणमुखपटप्रीतिमैरावतस्य ।
धुन्वन्कल्पद्रुमकिसलयान्यंशुकानीव वातै-
र्नानाचेष्टैर्जलद ललितैर्निर्विशेस्तं नगेन्द्रम् ॥ ६५ ॥

સોનાંકમળો નિત પ્રસવતાં માનનાં નીર પીતો,
ઐરાવતને મુખપટ જરી લાડ કોડે કરન્તો,
વાથી ધૂણવી સુરતરુ તણી કૂંપળો ઝૂલ જેવી:—
નાનાવિધ એ લલિત ક્રીડને માણજે તે નગેન્દ્રે. ૬૫

સુરતરુ: કલ્પવૃક્ષ, દેવોનું વૃક્ષ. તે નગેન્દ્રે: પર્વતોના રાજા તે કૈલાસે.

तस्योत्सङ्गे प्रणयिन इव स्रस्तगङ्गादुकूलां
न त्वं दृष्ट्वा न पुनरलकां ज्ञास्यसे कामचारिन् ।
या वः काले वहति सलिलोद्गारमुच्चैर्विमाना
मुक्ताजालग्रथितमलकं कामिनीवाभ्रवृन्दम् ॥ ६६ ॥

ત્હેને ખોળે પડી, પ્રીતમ શે, ગંગસાડી સરેલી,
અલકા દીઠી પછી નહિ ભૂલે તે તું સ્વેચ્છાવિહારી;
જે તુજ કાલે નીર ટપકતાં અભ્રનાં વૃન્દ ધારે,
મોતીમાંજર ગૂંથી અલક શાં, કામિની શી વિમાને. ૬૬

સ્વેચ્છાવિહારીઃ પોતાની મરજી પ્રમાણે વિહરનાર. તુજ કાલેઃ ત્હારી ઋતુમાં, વર્ષોમાં. વિમાનેઃ માન તજીને, સાત માળની હવેલીઓથી. અલક ધરનારી તે અલકા એમ કલ્પી અલકાનું અલકાપણું મહાકવિએ આ શ્લોકમાં સુન્દર રીતે સિદ્ધ કરેલું છે.

विद्युत्वन्तं ललितवनिताः सेन्द्रचापं सचित्राः
सङ्गीताय प्रहतमुरजाः स्निग्धगम्भीरघोषम् ।
अन्तस्तोयं मणिमयभुवस्तुङ्गमभ्रंलिहाग्राः
प्रासादास्त्वां तुलयितुमलं यत्र तैस्तैर्विशेषैः ॥ १ ॥

ત્હારે વીજ, ત્ય્હાં લલિત લલના; ઇન્દ્રધનુ, ચિત્ર છે ત્ય્હાં;
ત્હારે ગર્જન ધીરગભીર, ત્ય્હાં ગીતગાજ્યાં મૃદંગ;
હૈયે પાણી, મણિમય ભૂમિ; ઉચ્ચ, એ અભ્ર ચુમ્બેઃ
ત્ય્હાંના મ્હેલો વિભૂતિ વિવિધે ત્હારી તુલ્યે જ પૂરા. ૧

આ શ્લોકમાં મેઘ અને અલકાના મહેલોની તુલના છે, ને જોડકાંઓ સાથે લેવાનાં છે. દરેક જોડકામાં પહેલું વિશેષણ મેઘનું ને બીજું મહેલનું છે. ત્ય્હાંઃ મહેલે. મૃદંગઃ પખાજ. એઃ મહેલો. વિભૂતિઃ લક્ષ્મી. અહીંથી માંડી ૧૪મા શ્લોક સૂધી અલકાપુરીનું વર્ણન છે.

हस्ते लीलाकमलमलके बालकुन्दानुविद्धं
नीता लोध्रप्रसवरजसा पाण्डुतामानने श्रीः ।
चूडापाशे नवकुरबकं चारु कर्णे शिरीषं
सीमन्ते च त्वदुपगमजं यत्र नीपं वधूनाम् ॥ २ ॥

હાથે રમતું કમલ, અલકે કુન્દકળીઓ પરોવી,
આણી લોધ્રની ફૂલરજ વડે કંઇ મુખે ગોરી શોભા,
અંબોડામાં નવકુરબકો, ચારૂ કાને શિરીષ,
ને સેંથીમાં નીપ તુજ ઉગ્યાંઃ એવી ત્ય્હાંની વધૂઓ. ૨

અલકેઃ લલાટ ને લમણા ઉપરનાં ઝુલ્ફાંઓમાં. કુન્દકળીઓઃ મોગરાની કળીઓ. લોધ્રઃ લોધર. નવકુરબકોઃ નવાં કુરબકોઃ વસન્ત ઋતુમાં ઉગતાં જૂદા જૂદા રંગનાં કુરબક એક જાતનાં ફૂલ છે. શિરીષઃ સરસવનાં ફૂલ. નીપઃ કદમ્બનાં ફૂલ. આ શ્લોકમાં છ યે ઋતુઓનાં પુષ્પોથી શણગારાયેલી અલકાની વધૂઓ વર્ણવીને કવિ સૂચવે છે કે બધી વસ્તુઓનાં ફૂલ ત્ય્હાં સાથે જ પ્રફુલ્લતાં.

यत्रोन्मत्तभ्रमरमुखराः पादपा नित्यपुष्पा
हंसश्रेणीरचितरशना नित्यपद्मा नलिन्यः ।
केकोत्कण्ठा भवनशिखिनो नित्यभास्वत्कलापा
नित्यज्योत्स्नाः प्रतिहततमोवृत्तिरम्याः प्रदोषाः ॥३॥

ત્ય્હાં મદમાતા ભ્રમણઝણકૂયા વૃક્ષ નિત્યે પ્રફુલ્લે,
ધરી હંસોની કટિસર ખીલે પદ્મિની નિત્ય પદ્મે;
કેકાઘેલા ગૃહમયૂર ત્ય્હાં નિત્ય શોભે કલાપે,
જ્યોત્સ્નાઝગતી, તિમિર વિખરે રમ્ય, ત્ય્હાં નિત્ય રાત્રિ. ૩

ભ્રમરઝણકૂયાઃ ભમરાઓથી ઝણકતા. કટિરસઃ કટિમેખલા, ક્‌હેડની ઘૂઘરિયાળી સેર. પદ્મિનીઃ કમલાનો છોડ. કેકાઘેલાઃ ટ્‌હોકાર કરવામાં મતવાલા. કલાપેઃ ખીલેલી કળાથી. મોરનાં પીછાં ત્ય્હાં કદી ખરતાં નહીં એવું સૂચન છે.

आनन्दोत्थं नयनसलिलं यत्र नान्यैर्निमित्तै-
र्नान्यस्तापः कुसुमशरजादिष्टसंयोगसाध्यात् ।
नाप्यन्यस्मात्प्रणयकलहाद्विप्रयोगोपपत्ति-
र्वित्तेशानां न च खलु वयो यौवनादन्यदस्ति ॥४॥

આનન્દાશ્રુ નયન મંહી ત્ય્હાં, અન્યના કારણે કો;
શામે પ્રિયને મિલન, સ્મરનો એ જ, ના અન્ય તાપઃ
પ્રીતિકલહો વિણ વિરહ તો અન્ય શાથી ન થાય;
વિત્તેશો ને વય નથી ખરે! અન્ય કો યે યુવાથી. ૪

આનન્દાશ્રુઃ આનન્દનાં આંસુ. સ્મરનોઃ કામનો. તાપઃ તાવ, પીડા, વેદના. પ્રીતિકલહોઃ પ્રેમનાં રિસામણાંમનામણાં. આ શ્લોકમાંના ત્રીજા ચરણમાંની ઉક્તિને આ કાવ્યની જ ઉત્પત્તિકથા ખોટી પાડે છે. વિત્તેશોઃ ધનપતિઓ; અંહી યક્ષો.

यस्यां यक्षाः सितमणिमयान्येत्य हर्म्यस्थलानि
ज्योतिश्छायाकुसुमरचितान्युत्तमस्त्रीसहायाः ।
आसेवन्ते मधु रतिफलं कल्पवृक्षप्रसूतं
त्वद्गंभीरध्वनिषु शनकैः पुष्करेष्वाहतेषु ॥ ५ ॥

ત્ય્હાં સંગે લઇ રમણીમણિને, શ્વેત રત્ને જડેલી,
તારાછાયે ફૂલચીતરી શી, કંઈ અગાસી ચ્હડીને
સેવે યક્ષો રતિફલ મધુ કલ્પવૃક્ષે દીધેલો,
ત્હારા ધ્વનિ શા સુગભીર ધીમાં ઢોલકોને વગાડી. ૫

રમણીમણિઃ રમણીઓમાં મણિરૂપ. રતિફલ મધુઃ એ નામની કામવર્ધક મદિરા. ધ્વનિઃ ગાજ, અવાજ.

मन्दाकिन्याः सलिलशिशिरैः सेव्यमाना मरुद्भि-
र्मन्दाराणामनुतटरुहां छायया वारितोष्णाः ।
अन्वेष्टव्यैः कनकसिकतामुष्टिनिक्षेपगूढैः
संक्रीडन्ते मणिभिरमरप्रार्थिता यत्र कन्याः ॥ ६ ॥

સ્વર્ગંગાને જળ થઇ શીળા વાઇ સેવે સમીર,
છાયા ઢાળી તીર પર ઉગ્યા તાપ મન્દાર વારે;
સોનારેતે કરી ઢગલીઓ, માંહિ સન્તાડી શોધે:
એવી ખેલે મણિથી અમરે પ્રાર્થી ત્ય્હાં કન્યકાઓ. ૬

સમીરઃ વાયુની લહેરો. મન્દારઃ પાંચ દેવવૃક્ષોમાંની એક જાત. અમરે પ્રાર્થીઃ દેવોએ લગ્ન કાજે પ્રાર્થેલી. આ શ્લોકમાં ગૂઢમણિ નામની રમત રમતી અલકાની કુમારિકાઓને વર્ણવી છે. આજે પણ ધૂળની ઢગલીઓ કરી ઢગલીદાની રમત રમાય છે, પણ તે મણિને બદલે કાંકરી કે ઠીંકરીથી.

नीवीबन्धोच्छ्वसितशिथिलं यत्र बिम्बाधराणां
क्षौमं रागादनिभृतकरेष्वाक्षिपत्सु प्रियेषु ।
अर्चिस्तुङ्गानभिमुखमपि प्राप्य रत्नप्रदीपा-
न्ह्रीमूढानां भवति विफलप्रेरणा चूर्णमुष्टिः ॥ ७

વાળી ગાંઠો છૂટી જઈ પડયું ઢીલું તે ચીર વ્હાલે
ઠાલી હાથે પ્રીતિથી ઝૂંટતાં, બિમ્બ શા હોઠની ત્ય્હાં
મુગ્ધા લાજી કિરણસ્ફુરતા રત્નદીપો જ ઢાંકે
ફેંકી મુઠ્ઠી ભરી કુમકુમે, ધારણા ત્હો ય મિથ્યા. ૭

ચીરઃ હીરનું વસ્ત્ર. બિમ્બઃ ટિંડોરાં, ગીલોડાં. પાકાં ગીલોડાં સ્વચ્છ રાતા રંગનાં હોય છે. રત્નદીપોઃ રત્નદીવડા, રત્નની જ્યોતના જ દીવા. ધારણાઃ તે દીવા હોલવવાની.

नेत्रा नीताः सततगतिना यद्विमानाग्रभूमि-
रालेख्यानां सलिलकणिकादोषमुत्पाद्य सद्यः ।
शङ्कास्पृष्टा इव जलमुचस्त्वादृशा जालमार्गै-
र्धूमोद्गारानुकृतिनिपुणा जर्जरा निष्पतन्ति ॥ ८ ॥

પ્રેર્યાં—દોર્યાં પવનથી, જતા સાતમે માળ મ્હેલે,
ચૂંથી ચિત્રો જલકણુ વડે ભાગતા જલ્દી, જાણે
ભયભડકેલા, નિપુણુ ઉડવે ધૂમ શા, જર્જરા, ત્યહાં
ત્હારા જેવા બહુ જલધરો જાળિયાંમાંથી ન્હાસે. ૮

પવનથી: વાયુથી, પોતાના મગજના પવનથી. જલકણુ: પાણીના છાંટા, બુન્દ. ધૂમ: ધૂમાડો. જર્જરા: જીરણુ થયેલા. જલધરો: વાદળાંઓ, પાણીવાળાઓ. આ શ્લોકમાં પરઘેર જઈ મ્હારીઓમાંથી ન્હાસતા વ્યભિચારીઓના વર્ણનનો ધ્વનિ કેટલાક કલ્પે છે.

यत्र स्त्रीणां प्रियतमभुजोच्छ्वासितालिङ्गितानां-
मङ्गग्लानिं सुरतजनितां तन्तुजालावलम्बाः ।
त्वत्संरोधापगमविशदैश्चन्द्रपादैर्निशीथे
व्यालुम्पन्ति स्फुटजललवस्यन्दिनश्चन्द्रकान्ताः ॥९॥

તુજ ઘેરાવો પ્રીટી ઝગમગી ચન્દ્રજ્યોતે ઝગન્તા,
તન્તુજાળે લટકી શિકરો છાંટતાં, ચન્દ્રકાન્તો
ત્હોં મધરાતે સુરતજનમ્યા અંગના થાક ટાળે
પ્રીતમ કેરે દૃઢ ભુજ ભીડી હાંફતી સુન્દરીના. ૯

તન્તુજાળે: દોરીઓની ગૂંથેલી જાળીઓથી. શિકરો: જલની ઝીણી ઝીણી છાંટ. ચન્દ્રકાન્ત: એક જાતનો મણિ છે; ત્હેને માટે એમ કહેવાય છે કે ત્હેના ઉપર ચન્દ્રનાં કિરણો પડે તો તેમાંથી જલનાં કણ ઝમે છે. સુરતજનમ્યા: સંભોગથી ઉત્પન્ન થયેલા.

अक्षय्यान्तर्भवननिधयः प्रत्यहं रक्तकण्ठै-
रुद्गायद्भिर्धनपतियशः किन्नरैर्यत्र सार्धम् ।
वैभ्राजाख्यं विबुधवनितावारमुख्यासहाया
बद्धालापा बहिरुपवनं कामिनो निर्विशन्ति ॥१०॥

સૌ નિધિ જેને અણુગળ ભર્યો ઓરડે એહ યક્ષો,
ભંડારીના યશ મૃદુ સુરે ગાજતા કિન્નરો લઈ,
વેશ્યારત્નો વિબુધ સહ ત્ય્હાં બ્હાર વૈભ્રાજબાગે
આલાપો દઈ નિતનિત નવા રંગ માણે રસીલા. ૧૦

સૌ નિધિઃ કુબેરના નવે નિધિઓ. વેશ્યારત્નોઃ વેશ્યાઓમાં રત્નરૂપ અપ્સરાઓ. વિબુધઃ મહાબુદ્ધિમાન. ગણિકાનું ઘર–હિન્દમાં તેમ જ ગ્રીસમાં–ચતુરાઇ શીખવાનું સ્થાન પૂર્વે મનાતું. વૈભ્રાજઃ અલકા નગરીની બહાર આવેલો ત્ય્હાંનો બાગ. આલાપો દઈઃ તાનના પલટા લઈને.

गत्युत्कम्पादलकपतितैर्यत्र मन्दारपुष्पैः
पत्रच्छेदैः कनककमलैः कर्णविभ्रंशिभिश्च ।
मुक्ताजालैः स्तनपरिसरच्छिन्नसूत्रैश्च हारै-
र्नैशो मार्गः सवितुरुदये सूच्यते कामिनीनाम् ॥ ११ ॥

ગતિડોલનથી અલકથી ખર્યાં પુષ્પ મન્દારનાં, ને
સોનાકમલો શ્રવણથી પડયાં પાંખડીખંડ વેરી,
વક્ષસ્થલના તુટી વિખરિયા હાર મોતીસરીનાઃ
તે સૂચવે ત્યહાં પથ, રવિ ઉગ્યે, રાત્રિના કામિનીના. ૧૧

ગતિડોલનથીઃ ચાલતી વખતના ડોલનથી. વક્ષસ્થલનાઃ છાતી ઉપરના. મોતીસરીનાઃ મોતીની સેરોવાળા. કામિનીનાઃ કામવાલી સ્ત્રીઓના; અભિસારિકાઓના.

वासश्चित्रं मधु नयनयोर्विभ्रमादेशदक्षं
पुष्पोद्भेदं सह किसलयैर्भूषणानां विकल्पम् ।
लाक्षारागं चरणकमलन्यासयोग्यं च यस्या-
मेकः सूते सकलमबलामण्डनं कल्पवृक्षः ॥ १२ ॥

ચીર નવરંગી, મધુ નયનને નૃત્ય શિખવ્યે નિપુણ,
ફૂલ્યાં ફૂલડાં, ફૂટતી કુંપળો, ભૂષણો ભાતભાત;
ને અળતો યે પદકમળને રંગવાઃ એમ ત્હાં તો
સૌ શણગારે સુરતરુ સજે એકલું સુન્દરીને. ૧૨

સુરતરૂઃ કલ્પવૃક્ષ.

मत्वा देवं धनपतिसखं यत्र साक्षाद्वसन्तं
प्रायश्चापं न वहति भयान्मन्मथः षट्पदज्यम् ।
सभ्रूभङ्गप्रहितनयनैः कामिलक्ष्येष्वमोघै-
स्तस्यारम्भश्चतुरवनिताविभ्रमैरेव सिद्धः ॥ १३ ॥

માની કે ત્ય્હાં ધનપતિસખા શંભુ સાક્ષાત્ વસે છે,
મન્મથ પ્રાયઃ ભયથી ન ધરે ભૃંગદોરીનું ચાપ;
ભ્રૂભાગેલાં નયનથી છૂટયાં કામિનીનાં કટાક્ષે
કામીહૈયાં અચૂક વીંધી ત્ય્હાં કાર્ય ત્હેનું સધાય. 13

ધનપતિસખાઃ કુબેર ભંડારીના મિત્ર, શંભુ. પ્રાયઃ ઘણું કરીને. સ્મરઃ કામદેવ. ત્હેના ધનુષ્યની પણછ ભમરાની બનેલી કહેવાય છે. ભ્રૂભાગેલાંઃ ભાગેલી ભમ્મરવાળાં.

पत्रश्यामा दिनकरहयस्पर्धिनो यत्र वाहाः
शैलोदग्रास्त्वमिव करिणो वृष्टिमन्तः प्रभेदात्।
योधाग्रण्यः प्रतिदशमुखं संयुगे तस्थिवांसः
प्रत्यादिष्टाभरणरुचयश्चन्द्रहासव्रणाङ्कैः ॥ १४ ॥

સ્પર્ધા કરતા રવિહયની ત્હાં ઘોડલા પર્ણવર્ણા,
પર્વતઉંચા તુજ સમ ગજો ત્હાં મદે વૃષ્ટિ વર્ષે;
ઘારેખાથી ભૂષણની પ્રભા ઝંખવી ચન્દ્રહાસે,
એવા રાવણ થકી રણ ઝૂઝયા ત્હાં વસે યોધરાજો. ૧૪

રવિહયનીઃ સૂર્યના ઘોડાની. પર્ણવર્ણાઃ પાંદડાંના રંગના. ચન્દ્રહાસઃ રાવણની તરવારનું નામ છે. રાવણઃ પુષ્પક વિમાનને લઇ જવા આવ્યો હતો તે વખતના યુદ્ધમાં ત્હેની સમશેરના ઘા પડેલા હોય ત્હેમનું આમાં વર્ણન છે. અને તે ઘાની રહી ગયેલી રેખાઓ યોદ્ધાઓના શણગારને ઝાંખા પાડે છે એમ કવિ કહે છે. આ શ્લોકને કેટલાક ઉજ્જયિનીના વર્ણનમાં લે છે, પણ તે ખોટું છે. કારણ ઉજ્જયિનીના નહિ પણ અલકાના યોદ્ધા રાવણ સાથે લ્હડયા હતા.

तत्रागारं धनपतिगृहानुत्तरेणास्मदीयं
दूराल्लक्ष्यं सुरपतिधनुश्चारुणा तोरणेन ।
यस्योपान्ते कृतकतनयः कान्तया वर्धितो मे
हस्तप्राप्यस्तबकनमितो बालमन्दारवृक्षः ॥ १५ ॥

યક્ષેશ્વરના ગૃહથી ગૃહ ત્યહાં ઉત્તરે છે અમારૂં,
દૂરથી ચારૂ સુરધનુ સમા તોરણે ઓળખાય;
જેને આંગણ તનય કરીને મુજ પ્રિયાએ ઉછેર્યો,
કરચૂંટાતે ઝૂમખ નમતો, બાલ મન્દાર ઝૂકે. ૧૫

યક્ષેશ્વરઃ કુબેર ભંડારી. તોરણેઃ કમાને, મહેરાબથી. સુરધનુઃ મેઘધનુષ્ય. અંહીથી છ શ્લોકમાં યક્ષના ઘરનું વર્ણન છે.

वापी चास्मिन्मरकतशिलाबद्धसोपानमार्गा
हैमैश्छन्ना विकचकमलैः स्निग्धवैदूर्यनालैः ।
यस्यास्तोये कृतवसतयो मानसं सन्निकृष्टं
नाध्यास्यन्ति व्यपगतशुचस्त्वामपि प्रेक्ष्य हंसाः ॥१६॥

ને ત્ય્હાં માંડી લીલમની શિલા પાળબાંધેલ કુંડ,
છાયો ખીલ્યાં કનકકમળે ઘેરી વૈદૂર્યનાળે;
જેને પાણી ઘન ! વસી રહ્યા શોકભૂલેલ હંસો
સંભારે ના, નિરખી ય ત્હને, ગાસનું માન લેશે. ૧૬

વૈદૂર્યનાળેઃ વૈદૂર્ય મણિની નાળ ઉપર. વૈદૂર્ય કાળા રંગનો મણિ છે. નિરખી ય ત્હનેઃ ત્હને જોઇને પણ, માન સરોવર પાછા જવાની વર્ષા ઋતુ આવ્યા છતાં યે.

तस्यास्तीरे रचितशिखरः पेशलैरिन्द्रनीलैः
क्रीडाशैलः कनककदलीवेष्टनप्रेक्षणीयः ।
मद्गेहिन्याः प्रिय इति सखे चेतसा कातरेण
प्रेक्ष्योपान्तस्फुरिततडितं त्वां तमेव स्मरामि ॥ १७ ॥

ત્હેને તીરે રુચીર શનીનું શૃંગ સ્થાપી રચ્યો છે
ક્રીડાપર્વત, કનકકદળીઘેરથી પેખવા શો;
ભાળી ચોગમ વીજળી સ્ફુરતો તુજને, ચિત્ત ચીયેં,
મુજ પત્નીને પ્રિય હઈ સખે ! શૈલ તે હું સ્મરૂં છું. ૧૭

રુચીરઃ મનગમતું. ક્રીડાપર્વતઃ વિહાર કરવાનું શિખર. કનકકદળીઘેરથીઃ સોનાની કેળોના ઘેરાવથી. શૈલઃ પર્વત. ત્હાં સોનાની કેળોના ઘેરાવ જેવી ચોગમ નીકળતી વીજળીઓ ને વચ્ચે શનીના રંગનો શ્યામ મેઘ નિરખી યક્ષને પોતાના ઘરનું વિહારશિખર સહજ યાદ આવે છે.

रक्ताशोकश्चलकिसलयः केसरश्चात्र कान्तः
प्रत्यासन्नौ कुरबकवृतेर्माधवीमण्डपस्य ।
एकः सख्यास्तव सह मया वामपादाभिलाषी
काङ्क्षत्यन्यो वदनमदिरां दोहदच्छद्मनाऽस्याः ॥१८॥

લાલ અશોકે કુંપળ ફરકે, બોરસળી દીપતી ત્ય્હાં,
બન્ને સ્હામે કુરબકવીંટયો માંડવો માધવીનો;
એક, હું પેરે, તુજ સખી તણો પાય ડાબો જ માગે,
વાંછે ત્હેનું મુખમધુ બીજી, દોહદોને જ બ્હાને. ૧૮

લાલ અશોકઃ શ્વેત ને લાલ બે પ્રકારના અશોક છે. ત્હેમાં શ્વેત આસોપાલવ બહુ સિદ્ધિદાતા છે, અને રાતો આસોપાલવ કામોદ્દીપક છે. માધવીઃ મોગરાની વેલ. એમ કહેવાય છે કે સ્ત્રીના પગના પ્રહારથી અશોકને ફૂલ આવે છે, ને સ્ત્રીએ કરેલા મદિરાના કોગળાથી બોરસળી પ્રફુલ્લે છે.

तन्मध्ये च स्फटिकफलका काञ्चनी वासयष्टि-
मूले बद्धा मणिभिरनतिप्रौढवंशप्रकाशैः।
तालैः शिञ्जावलयसुभगैर्नर्तितः कान्तया मे
यामध्यास्ते दिवसविगमे नीलकण्ठः सुहृद्वः ॥ १९ ॥

તે મધ્યે છે મણિફલકનો બેસવા હેમથંભ,
કુંભી કીધી નીલમથી, કુંળા વાંસની જ્યોતિનાથી;
ત્હાં ચ્હડી બેસે તુજ સુહૃદ તે મોરલો દિન વીત્યે,
ચારૂ કંકણ રણકી નચવે તાળી લઇ મ્હારી કાન્તા. ૧૯

સુહૃદઃ મિત્ર. ચારૂઃ સુન્દર.

एभिः साधो हृदयनिहितैर्लक्षणैर्लक्षयेथा
द्वारोपान्ते लिखितवपुषौ शङ्खपद्मौ च दृष्ट्वा ।
क्षामच्छायं भवनमधुना मद्वियोगेन नूनं
सूर्यापाये न खलु कमलं पुष्यति स्वामभिख्याम् ॥२०॥

એ સૌ ચિહ્નો હૃદય ધરીને પ્રીછજે ધામ, સાધુ !
પેખીને ત્ય્હાં પ્રિયચીતરિયાં ટોડલે શંખપદ્મ;
હાવાં તો તે મુજ વિરહથી હા ! હશે કાન્તિઝાંખું:
ભાનુ ડૂબ્યે કમળ ન ખરે ! વિલસે નિજ શોભા. ૨૦

સાધુઃ સજ્જન. પ્રિયચીતરિયાંઃ પ્રિયાએ ચીતરેલાં.

गत्वा सद्यः कलभतनुतां शीघ्रसंपातहेतोः
क्रीडाशैले प्रथमकथिते रम्यसानौ निषण्णः।
अर्हस्यन्तर्भवनपतितां कर्तुमल्पाल्पभासं
खद्योतालीविलसितनिभां विद्युदुन्मेषदृष्टिम्॥ २१ ॥

ને શિઘ્રે ત્ય્હાં બની મદનિયું મેઘ ! જલ્દી ઉતરવા,
પૂર્વે ભાખ્યા ક્રીડનગિરિને રમ્ય શૃંગે વિરાજી,
ખદ્યોતાવલિ સમ વિલસતી અલ્પમાં અલ્પ જ્યોતે
અન્તઃપુરમાં વીજળીઝબકે નાંખજે દૃષ્ટિપાત. ૨૧

શિઘ્રેઃ જલ્દી. મદનિયુંઃ હાથીનું બચ્ચું. ક્રીડનગિરિઃ વિહારનો પર્વત. શૃંગેઃ શિખરે. ખદ્યોતાવલિઃ આગિયા કીડાની હાર. અન્તઃપુરમાંઃ ઘરના અન્દરના ભાગમાં, જ્ય્હાં સ્ત્રીઓ રહે છે તે સ્થળમાં. વીજળીઝબકેઃ વીજળીના પલકારથી.

तन्वी श्यामा शिखरिदशना पक्वबिम्बाधरोष्ठी
मध्ये क्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः ।
श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्यां
या तत्र स्याद्युवतिविषये सृष्टिराद्येव धातुः ॥ २२ ॥

નાજુક, યૌવન ઉગતી, અધરે બિમ્બ શો, નાભિ ઊંડી,
દાડમી દન્તો, ચકિત મૃગી શી દૃષ્ટિ, કટિ પાતળી, ને
સ્તનઝોલે કંઈ નમી, લસડતી ચાલ નિતમ્બભારેઃ
એવી હશે ત્ય્હાં, યુવતિ સૃજતાં સર્જી વિધિએ શું પ્હેલી ! ૨૨

અધરઃ નીચલો હોઠ. બિમ્બઃ ગીલોડાં, ટીંડોરાં. ચકિતઃ ચમકેલી. કટિઃ કૂહેડ. નિતમ્બભારેઃ નિતમ્બના ભારથી. વિધિએઃ બ્રહ્માએ. 'હશે' કહીને આ શ્લોકનો આ પછીના શ્લોક સાથેનો સમ્બન્ધ ને વિશેષ સૂચવેલો છે. આ શ્લોકમાં પોતે સંયોગાવસ્થામાં નિરખેલી પોતાની પત્નીનું વર્ણન યક્ષે કીધું છે; પણ, આ પછીના શ્લોકમાં કહ્યું છે તેમ, વિરહને લીધે એનું એ રૂપ બદલાયું હશે. માટે આ શ્લોકના છેલ્લા ચરણમાં યક્ષ કહે છે કે એવી ત્ય્હાં મ્હારી પત્ની 'હશે.'

तां जानीथाः परिमितकथां जीवितं मे द्वितीयं
दूरी भूते मयि सहचरे चक्रवाकीमिवैकाम् ॥
गाढोत्कण्ठां गुरुषु दिवसेष्वेषु गच्छत्सु बालां
जातां मन्ये शिशिरमथितां पद्मिनीं वाऽन्यरूपाम्॥२३॥

ત્હેને મ્હારૂં બીજું જીવન તું જાણજે થોડું બોલી,
છોડી જાતાં હું સહચર તે ચક્રવાકી શી સૂની;
ભારે દ્હાડા ઊડી અધીરપે ગાળતી બાળનું તે
રૂપ હશે યે પલટયું, શિશિરે ચીમળી પદ્મિની શું. ૨૩

સહચરઃ સાથે વિહરનાર. શિશિરઃ શિયાળો. પદ્મિનીઃ કમળનો છોડ. સીતાવિયોગે રામચન્દ્રજીને રડતા નિરખી હાસ્ય કીધે શાપ પામવાથી ચક્રવાક રાત્રીએ નિત્યવિયોગી મનાય છે.

नूनं तस्याः प्रबलरुदितोच्छूननेत्रं प्रियाया
निःश्वासानामशिशिरतया भिन्नवर्णाधरोष्ठम् ।
हस्तन्यस्तं मुखमसकलव्यक्ति लम्बालकत्वा-
दिन्दोर्दैन्यं त्वदनुसरणाक्लिष्टकान्तेर्बिभर्ति ॥ २४ ॥

સાચે હોઠો વિરૂપ બનિયા ઉન્હી નિશ્વાસઓળે,
નેત્રો સૂજ્યાં પ્રબળ રૂદને, એવું ઢાળેલું હાથે,
છુટી અલકે અધૂરૂં દીસતું, મુખડું તે પ્રિયાનું
કાન્તિઝાંખા તું મંહી સરતા ચન્દ્ર શું દૈન્ય ધારે. ૨૪

વિરૂપઃ બદલાયેલા રંગના. પ્રબળઃ ભારે. દૈન્યઃ દીનતા, ઝાંખપ.

आलोके ते निपतति पुरा सा बलिव्याकुला वा
मत्सादृश्यं विरहतनु वा भावगम्यं लिखन्ती ।
पृच्छन्ती वा मधुरवचनां सारिकां पञ्जरस्थां
कच्चिद्भर्तुः स्मरसि रसिके त्वं हि तस्य प्रियेति ॥२५॥ ४ प्रि

તુજને વ્હાલી નજર પડશે દેવપૂજા પૂજન્તી,
કે દોરન્તી કંઈ મુજ છબિ કલ્પીને વિરહવર્ણી:
પૂછન્તી વા મધુરવચની પીંજરે સારિકાને,
'કાં ? સ્વામીને સ્મર છ ? રસિલી ! વ્હાલી ત્હેને હતી તું.' ૨૫

કલ્પીનેઃ કારણ કે ત્હેણે વિરહદશામાં મ્હારૂં સૂકાઇ ગયેલું રૂપ જોયું નથી. સારિકાઃ મેના. અંહીથી ત્રણ શ્લોકોનું વિશેષક છે.

उत्सङ्गे वा मलिनवसने सौम्य निक्षिप्य वीणां
मद्गोत्राङ्कं विरचितपदं गेयमुद्गातुकामा ।
तन्त्रीमार्द्रां नयनसलिलैः सारयित्वा कथंचि-
द्भूयो भूयः स्वयमपि कृतां मूर्च्छनां विस्मरन्ती॥२६॥

કે ખોળામાં મલિન વસને નાંખી વીણા, ગૂંથીને
મ્હારૂં ગોત્ર જ રચિયું પદ, તે ગીત ગાવા જતી, ત્ય્હાં,
કેમે કરીને નયનજળથી ભીની તન્ત્રી સમારી
વારે વારે નિજની જ રચી મૂર્છના યે ભૂલન્તીઃ ૨૬

મલિનઃ મેલા. વસનેઃ વસ્ત્ર ઉપર. મૂર્છનાઃ સ્વરના આરોહ ને અવરોહનો ક્રમ.

शेषान्मासान्विरहदिवसस्थापितस्यावधेर्वा
विन्यस्यन्तीभुवि गणनया देहलीदत्तपुष्पैः।
संभोगं वा हृदयनिहितारम्भमास्वादयन्ती
प्रायेणैते रमणविरहेष्वङ्गनानां विनोदाः॥ २७ ॥

બાકી માસો વિરહદિનથી માંડી વા, અવધિથી વા,
ઉમ્બરઅર્ચ્યાં પૂજનફૂલડાં ભોંય ફેંકી ગણન્તી;
કે માણન્તી રસ ઉર મંહી આદરી ભોગ જૂના:
પ્રાયઃ એ છે રમણવિરહે વ્હાલીઓના વિનોદો. ૨૭

અવધિથીઃ અવધથી, અન્તથી. ઘરનાં મુખદ્વારના ઉમ્બરને પૂજી ફૂલ ચ્હડાવવાનો રિવાજ અસલ હતો, ને હજી યે કેટલેક સ્થળે છે. પ્રાયઃ મુખ્યત્વે.

सव्यापारामहनि न तथा पीडयेद्विप्रयोगः
शङ्के रात्रौ गुरुतरशुचं निर्विनोदां सखीं ते ।
मत्सन्देशैः सुखयितुमलं पश्य साध्वीं निशीथे
तामुन्निद्रामवनिशयनां सौधवातायनस्थः ॥ २८ ॥

વ્યવસાયોથી દિન મંહી પીડે એટલું ના વિયોગ,
માનું રાત્રે તુજ સખી વધુ ઝૂરતી નિર્વિનોદે;
મુજ સન્દેશે સુખિણી કરવા, ધામગોખે ઉભીને,
ત્હાં મધરાતે અવનીસૂતી તે ઉંઘઉડી સાધ્વી જોજેઃ ૨૮

વ્યવસાયોથીઃ કામને લીધે. નિર્વિનોદેઃ વિનોદ વિના. ઉંઘઉડીઃ જેની ઉંઘ ઉડી ગયેલી છે ત્હેવી. સાધ્વીઃ સન્નારી. આ શ્લોકથી માંડીને ૩૨મા શ્લોકના અન્ત સૂધીની પંચકડી છે, અને આ પછીના ચારે શ્લોકમાં 'જોજે' અધ્યાહાર લેવાનું છે.

आधिक्षामां विरहशयने सन्निषण्णैकपार्श्वां
प्राचीमूले तनुमिव कलामात्रशेषां हिमांशोः ।
नीता रात्रिः क्षण इव मया सार्धमिच्छारतैर्या
तामेवोष्णैर्विरहमहतीमश्रुभिर्यापयन्तीम् ॥ २९ ॥

ચિન્તાદૂબળી, વિરહશયને એક પડખે ઢળેલી,
પૂર્વ ક્ષિતિજે શશીની પડી શું લેખ છેલ્લી કલાની !
મ્હારી સંગે ક્ષણ શી રજની ગાળી જે રંગ વાંછ્યે,
તે ય જ રાત્રી, વિરહથી વડી, આંસુ ઉન્હે વીતન્તીઃ ૨૯

ક્ષિતિજેઃ પૃથ્વી આભને મળે છે ત્ય્હાં. બીજા ચરણમાં કહેલી છેલ્લી કલાની ચન્દ્રલેખા અન્ધારી ચૌદશના મ્હરોડિયે કોઇ કોઇ વાર દેખાય છે.

पादानिन्दोरमृतशिशिराञ्जालमार्गप्रविष्टा-
न्पूर्वप्रीत्या गतमभिमुखं सन्निवृत्तं तथैव ।
चक्षुः खेदात्सलिलगुरुभिः पक्ष्मभिश्चादयन्तीं
साभ्रेऽह्नीव स्थलकमलिनीं न प्रबुद्धां न सुप्ताम् ॥३०॥

જાળીમાર્ગે અમૃતશીતળાં ચન્દ્રનાં રશ્મિ આવે,
તે ભણી જૂની પ્રીતથી જતી, ત્ય્હાં પાછી વાળેલ દૃષ્ટિ
ખેદે ભરિયા જળથી ઢળતી પાંપણે છાઇ દેતી:
જાણે મેઘલ દિન કમલિની ના પ્રફુલ્લી, ન બીડી ! ૩૦

રશ્મિઃ કિરણો. મેઘલઃ મેઘવાળા. કમલિનીઃ કમલનો છોડ.

निःश्वासेनाधरकिसलयक्लेशिना विक्षिपन्तीं
 शुद्धस्नानात्परुषमलकं नूनमागण्डलम्बम् ।
मत्संभोगः कथमुपनयेत्स्वप्नजोऽपीति निद्रा-
 माकाङ्क्षन्तीं नयनसलीलोत्पीडरुद्धावकाशाम् ॥ ३१ ॥

લુખ્ખા સ્નાને કડક અલકો ગાલલાંબી ઉડે, તે
વિખેરન્તી અધરકુંપળો બાળનારા નિસાસે;
સ્વપ્ને ય કયમે રતિસુખ મળે મુજ શું, એમ માની
નિદ્રા વાંછતી, નયન ઉઠતે નીર રોકી જ માગેઃ ૩૧

લુખ્ખા; તેલફૂલેલ વિનાના. અધરકુંપળોઃ હોઠની સુકુમાર પાંખડીઓ. રતિસુખઃ કામનું સુખ.

आद्ये बद्धा विरहदिवसे या शिखा दाम हित्वा
शापस्यान्ते विगलितशुचा या मयोद्वेष्टनीयाम् ।
स्पर्शक्लिष्टामयमितनखेनासकृत्सारयन्तीं
गण्डाभोगात्कठिनविषमामेकवेणीं करेण ॥ ३२ ॥

ગૂંથ્યો પ્હેલ્લે વિરહદિવસે ગુંફ જે વર્જી માલા,
છોડાશે જે મુજથી અવધે શાપ ને શોક વાગ્યે,
સ્પર્શે ખૂંચતી, કઠણ, ઘૂંચવી, એક તે વિરહવેણી,
ગાલે રમતી, કર નખવધ્યે સારતી વારવાર. ૩૨

એક તે વિરહવેણીઃ વિરહાવસ્થાનો એક ધર્મ એ હતો કે વિરહિણીએ માલા ને દોરા તજીને કેશની એક વેણી ગૂંથવી, અને તે પિયુ ઘેર આવ્યે છોડતો. ત્યહાં સૂધી કેશમાં તેલ સીંચાતું નહીં, કે ફૂલ પરોવાતાં નહીં. લાંબી વિરહઋતુમાં આ તથા આગલ્યા શ્લોકમાં વર્ણવેલી એ વિરહવેણીની સ્થિતિ થતી. અંહી શ્લોકનું કુલક પુરૂં થાય છે.

सा सन्न्यस्ताभरणमबला पेशलं धारयन्ती
शय्योत्सङ्गे निहितमसकृद्दुःखदुःखेन गात्रम् ।
त्वामप्यस्रं नवजलमयं मोचयिष्यत्यवश्यं
प्रायः सर्वो भवति करुणावृत्तिरार्द्रान्तरात्मा ॥ ३३ ॥

તે, ત્યાગેલી ભૂષણ, ધરતી કોમળો એક દેહ,
શય્યાખોળે વિવિધ વિપદે એ ય રાખન્તી, અબળા
પેખી નિશ્ચે નવજલ રૂપી આંસુ પાડીશ તું યે:
પ્રાયઃ કુમળાં દિલ સુજનનાં સૌ દયાભાવ વર્ષે. ૩૩

તે: આગળના પાંચ શ્લોકોમાં વર્ણવી છે તે: અબળાનું વિશેષણ. નવજલ રૂપી: નવાં પાણી રુપી. અબળા: નિર્બળ સ્ત્રી.

जाने सख्यास्तव मयि मनः संभृतस्नेहमस्मा-
दित्थंभूतां प्रथमविरहे तामहं तर्कयामि ।
वाचालं मां न खलु सुभगं मन्यभावः करोति
प्रत्यक्षं ते निखिलमचिरात् भ्रातरुक्तं मया यत् ॥ ३४ ॥

સ્નેહે ભરિયું તુજ સખી તણું, જાણું, હૈયું હું માં છે,
તેથી ત્હેની પ્રથમ વિરહે ધારૂં આવી દશા હું;
વાચાળો હું નથી કંઈ થયો કલ્પી સૌભાગ્ય મ્હારૂં,
આંખે જોશે બધું ય ઘડીમાં વીર! તું મ્હેં કહ્યું તે. ૩૪

કલ્પી સૌભાગ્ય મ્હારૂં: મ્હારૂં સારૂં ભાગ્ય કલ્પી લઈને; હકીકત એમ ન હોય છતાં એવું માની લઈને કે મ્હારે માટે મ્હારી અંગના આમ ઝૂરે છે.

रुद्धापाङ्गप्रसर मलकैरञ्जनस्नेहशून्यं
प्रत्यादेशादपि च मधुनो विस्मृतभ्रूविलासम् ।
त्वय्यासन्ने नयनमुपरिस्पन्दि शङ्के मृगाक्ष्या
मीनक्षोभाच्चलकुवलयश्रीतुलामेष्यतीति ॥ ३५ ॥

રૂંધ્યાં દૃષ્ટિઉડણ અલકે, અંજનજ્યોતસૂનું,
ને નાકાર્યે મીઠપ મધુની ભૂલ્યું જે ભ્રૂવિલાસો,
ત્હારે પગલે ઉપર ફરકશે, તે મૃગાક્ષીનું નેત્ર
મીનફરૂકયા નીલ કમલની શોભશે લક્ષ્મી તોલે. ૩૫

દૃષ્ટિઉડણઃ નજરોનાં ઉડવાં. અંજનજ્યોતસૂનુંઃ અંજનનાં તેજવિહોણું. ભ્રૂવિલાસોઃ ભમ્મરના વિલાસ. મૃગાક્ષીઃ મૃગના સરિખી આંખો વાળી સ્રી. મીનફરૂકયાઃ માછલીથી ફરકાવાયેલા. લક્ષ્મીઃ શોભા. આ શ્લોકમાં ને આ પછીના શ્લોકમાં નેત્રના ને ડાબા ઉરુના ફરકવાનાં, મેઘના સન્દેશ લઈને આવવાને લીધે થયાં, તે શુભ શુકુન વર્ણવ્યાં છે.

वामश्चास्याः कररुहपदैर्मुच्यमानो मदीयै-
मुक्ताजालं चिरपरिचितं त्याजितो दैवगत्या।
संभोगान्ते मम समुचितो हस्तसंवाहनानां
यास्यत्यूरुः सरसकदलीस्तम्भगौरश्चलत्वम् ॥ ३६ ॥

મ્હારી કીધી નખની પગલી સૌ ભૂંસાયેલ, ઝાંખો,
દૈવગતિથી સતત દીપતી મોતીજાળે તજેલો,
સુરતાન્તે જે મુજ કર થકી યોગ્ય પંપાળવા, તે
ડાબો ત્હેનો ઉરુ ફરકશે, રસ ભરી કેળવર્ણો. ૩૬

દૈવગતિથી: વિધિની એવી ઘટનાથી. સતત: હમેશાં. સુરતાન્તે: સંભોગને અન્તે. ઉરુ: જાંઘ.

तस्मिन्काले जलद यदि सा लब्धनिद्रासुखा स्या-
 दन्वास्यैनां स्तनितविमुखो याममात्रं सहस्व ।
मा भूदस्याः प्रणयिनि मयि स्वप्नलब्धे कथंचि-
 त्सद्यः कण्ठच्युतभुजलताग्रन्थि गाढोपगूढम् ॥ ३७॥

તે વેળા જો નીંઝણુસુખમાં પોઢી હો વ્હાલી, તો તે
પાસે બેસી ગરજન તજી થોભજે પ્હોર વાર;
પામી સ્વપ્ને કયમ ય મુજને ગાઢ આલિંગી હોય,
તો કંઠથી ના ઝટ મૂકવતો ગ્રન્થી કરવેલડીની. ૩૭

નીંઝણુ સુખમાં: સુકુમાર નિદ્રાના સુખમાં. ગ્રન્થી; ગાંઠ.

तामुत्थाप्य स्वजलकणिकाशीतलेनानिलेन
प्रत्याश्वस्तां सममभिनवैर्जालकैर्मालतीनाम् ।
विद्युद्गर्भः स्तिमितनयनां त्वत्सनाथे गवाक्षे
वक्तुं धीरः स्तनितवचनैर्मानिनीं प्रक्रमेथाः ॥ ३८ ॥

ત્હેને ત્હારા જલકણશીળા વાયુ વાઈ, ઉઠાડી,
ધીરપ દેજે વરસી નવલી જૂઈની મંજરીઓ;
પછી ગોખે તું ભર ઠરી રહ્યાં નેનની માનિનીને
ગર્જનબોલે, વીજ ઉર ઝીલી, ધીર ! સન્દેશ ક્હેજે. ૩૮

જલકણશીળાઃ જલના કણથી શીતળ. માનિનીઃ માન-વાળી સુન્દરીને. ધીર !ઃ હે ધીર પુરુષ !

भर्तुर्मित्रं प्रियमविधवे विद्धि मामम्बुवाहं
तत्सन्देशैर्हृदयनिहितैरागतं त्वत्समीपम् ।
यो वृन्दानि त्वरयति पथि श्राम्यतां प्रोषितानां
मन्द्रस्निग्धैर्ध्वनिभिरबलावेणिमोक्षोत्सुकानि ॥ ३९ ॥

" સોહાગણુ ! હું ઘન છું; પતિનો મિત્ર વ્હાલો છું; જાણ:
ને આવ્યો છું તું સમીપ ધરી તેહ સન્દેશ હૈયે;
વ્હાલી કેરી વિરહલટને છોડવાને અધીરા
પન્થીવૃન્દો, ગભીર ગરજી, થાકતાં પ્રેરૂં પન્થે. " ૩૯

'સોહાગણુ !' શબ્દે સમ્બોધી મેઘ સૂચનથી કહે છે કે ત્હેનો પતિ જીવન્ત છે. 'હું ઘન છું' એમ કહી અજાણ્યો જન પ્રથમ મેળાપે પોતાની ઓળખ આપે એવો અસલ રિવાજ હતો. મહાકવિ કાલિદાસનો આ શ્લોકમાંનો 'અવિધવે !' શબ્દ કાનને ને રસને કઠોર લાગે છે.

इत्याख्याते पवनतनयं मैथिलीवोन्मुखी सा
त्वामुत्कण्ठोच्छ्वसितहृदया वीक्ष्य संभाव्य चैव।
श्रोष्यत्यस्मात्परमवहिता सौम्य सीमन्तिनीनां
कान्तोदन्तः सुहृदुपनतः सङ्गमात्किंचिदूनः ॥ ४० ॥

એટલું ભાખ્યે પવનસુતને જાનકી, એમ ઉંચે
મુખ, ઉત્કંઠે ઉર ઉછળતે જોઈ સન્માનશે તે;
ને ધ્યાનથી એ પછીથી સુણશેઃ વીર ! સોહાગિનીને
મિત્રે આણી પિયુની ખબરો સ્હેજ ઉણી મળ્યાથી. ૪૦

પવનસુતનેઃ હનુમાનજીને. ઉત્કન્ઠેઃ ઉત્કંઠાથી, અધીરજથી.

तामायुष्मन्मम च वचनादात्मनश्चोपकर्तुं
ब्रूया एवं तव सहचरो रामगिर्याश्रमस्थः ।
अव्यापन्नः कुशलमबले पृच्छति त्वां वियुक्तः
पूर्वाभाष्यं सुलभविपदां प्राणिनामेतदेव ॥ ४१ ॥

આયુષ્મન્! તું મુજ વિનતિ ને તુજ ઉપકારથી ત્ય્હાં
આટલું ક્‌હેજે: "તુજ પિયુ તણો વાસ રામાદ્રિમાં છે;
અબલે! જીવી રહી વિરહીએ પૂછયું છે ક્ષેમ ત્હારૂં:
પૂછવાનું તો વિપદવનનાં પ્રાણીને પ્હેલ્લું એ જ. ૪૧

આયુષ્મન્ ! : હે દીર્ઘ આયુષ્યવાળા ! રામાદ્રિમાં: રામગિરિમાં. આ શ્લોકથી યક્ષે કહાવેલો સન્દેશો શરૂ થાય છે. પૂર્વમેઘમાં અલકા સૂધીના માર્ગનું વર્ણન છે; ઉત્તરમેઘ અલકાના વર્ણનથી શરૂ થાય છે; ને પછી યક્ષના ઘરનું અને યક્ષની સુન્દરીનું વર્ણન છે; અને કાવ્યને અન્તે આ સન્દેશો છે.

अङ्गेनाङ्गं प्रतनु तनुना गाढतप्तेन तप्तं
साश्रेणाश्रुद्रुतमविरतोत्कण्ठमुत्कण्ठितेन ।
उष्णोच्छ्वासं समधिकतरोच्छ्वासिना दूरवर्ती
संकल्पैस्तैर्विशति विधिना वैरिणा रुद्धमार्गः ॥ ४२ ॥

"દાઝયે દાઝયાં, દુબળ દુબળે, નિત્યઅધીરાં અધીરે,
ઝાળે ઉન્હાં સુઅધિક ઉન્હે, અશ્રુઝર અશ્રુભીને;
અંગો અંગે તલસી તલસી પ્રાય તે દૂરવાસી,
કલ્પી એવું મનથી, વિધિએ વૈરી થઇ વાટ રોકી. ૪૨

આ શ્લોકમાંનાં જોડકાંઓમાં એક યક્ષના પોતાના અંગનાં વિશેષણો છે, ને બીજાં યક્ષની અંગનાનાં અંગનાં વિશેષણો છે. બન્ને સમદુઃખિયાંનું આમાં વર્ણન છે.

शब्दाख्येयं यदपि किल ते यः सखीनां पुरस्ता-
त्कर्णे लोलः कथयितुमभूदाननस्पर्शलोभात् ।
सोऽतिक्रान्तः श्रवणविषयं लोचनाभ्यामदृष्ट-
स्त्वामुत्कण्ठाविरचितपदं मन्मुखेनेदमाह ॥ ४३ ॥

"શબ્દે ભાખ્યા સરિખું વચને કાન માંહિ જ ક્‌હેવા,
સખી સ્હામે યે, મુખપરસને કોડ, ઘેલો થતો જે,
ક્‌હેવા સુણવા થકી ય અળગો, આંખથી તે અદીઠો,
તાલાવેલ્યે રચી પદ ત્હને મુજ મુખે આમ ક્‌હે છેઃ ૪૩

મુખપરસનેઃ મુખને અડકવાના. તાલાવેલ્યેઃ તાલાવેલીથી. પ્હેલાં બે અને છેલ્લાં બે ચરણોમાં પૂર્વની અને પછીની સ્થિતિનો વિરોધ છે.

श्यामास्वङ्गं चकितहरिणीप्रेक्षणे दृष्टिपातं
वक्त्रच्छायां शशिनि शिखिनां बर्हभारेषु केशान् ।
उत्पश्यामि प्रतनुषु नदीवीचिषु भ्रूविलासा-
न्हन्तैकस्मिन्क्वचिदपि न ते चण्डि सादृश्यमस्ति ॥४४॥

" પેખું છું કંઇ ચકિત મૃગીની દૃષ્ટિમાં દૃષ્ટિચોટ,
ચન્દ્રે છાયા મુખની, શિખિના પીંછ ભારે સુકેશો,
ભ્રૂલીલા ઝીણી નદીલહરીમાં, અંગ પ્રિયંગુ વેલેઃ
કો એક્કેમાં નથી–નથી ખરે ! ચંડિ ! સાદૃશ્ય ત્હારૂં. ૪૪

ચકિતઃ ચમકેલી. શિખિનાઃ મોરના. ભ્રૂલીલાઃ ભમ્મરના વિલાસ. પ્રિયંગુ વેલેઃ ( કદમ્બ ઉપર ચ્હડતી ) પ્રિયંગુ નામની વેલીમાં. ચંડિ !ઃ ક્રોધમાં આવેલી દેવિ ! સાદૃશ્ય : સર્વાંગ મળતાપણું. આ અને આ પછીના ત્રણ શ્લોકોમાં વિરહીઓના જૂદા જૂદા દર્શનવ્યાપાર વર્ણવ્યા છે. આમાં પ્રિયના સાદૃશ્યવસ્તુદર્શનનું વર્ણન છે.

त्वामालिख्य प्रणयकुपितां धातुरागैः शिलाया-
मात्मानं ते चरणपतितं यावदिच्छामि कर्तुम्।
अस्त्रैस्तावन्मुहुरुपचितैर्दृष्टिरालुप्यते मे
क्रूरस्तस्मिन्नपि न सहते सङ्गमं नौ कृतान्तः ॥ ४५ ॥

" ક્રીડાકોપી ચીતરી તુજને ગેરુરંગે શિલાએ,
પોતાને હું તુજ પદ પડયો ઇચ્છું આલેખવા જ્યહાં,
તત્ક્ષણ આંસુ ઉભરઇ બધી દષ્ટિ લોપે જ મ્હારી;
ના ચિત્રે યે ક્રૂર વિધિ ઘડી આપણો યોગ સાંખે. ૪૫

આ શ્લોકમાં પ્રિયના ચિત્રદર્શનનું વર્ણન છે. ક્રીડાકોપી: પ્રેમ ખેલતાં ગુસ્સે થયેલી–રીસાયેલી. તત્ક્ષણ: તે જ ઘડીએ.

मामाकाशप्रणिहितभुजं निर्दयाश्लेषहेतो-
र्लब्धायास्ते कथमपि मया स्वप्नसन्दर्शनेषु ।
पश्यन्तीनां न खलु बहुशो न स्थलीदेवतानां
मुक्तास्थूलास्तरुकिसलयेष्वश्रुलेशाः पतन्ति ॥ ४६ ॥

"સ્વપ્નાનાં યે શુભ દરસમાં પામી તુંને કૃયમે યે,
નિર્દય રીતે ભુજ જ ભીડવા હાથ આભે પ્રસરતો,
પેખી મુજને બહુ ય અંહીની દેવીઓ કાંઇ સારે
અશ્રુબિન્દુ તરુની કુંપળે મોતી શાં મૂર્તિમન્ત. ૪૬

આ શ્લોકમાં પ્રિયના સ્વપ્નદર્શનનું વર્ણન છે. દરસઃ દર્શન. તરૂની કુંપળેઃ દેવતા કે ગુરુજનનાં અશ્રુ ભોંય ઉપર પડે તો મહા અનર્થ થાય એવી માન્યતા છે.

भित्त्वा सद्यः किसलयपुटान्देवदारुद्रुमाणां
ये तत्क्षीरस्रुतिसुरभयो दक्षिणेन प्रवृत्ताः ।
आलिङ्ग्यन्ते गुणवति मया ते तुषाराद्रिवाताः
पूर्वं स्पृष्टं यदि किल भवेदङ्गमेभिस्तवेति ॥ ૪૭ ॥

" ભેદી શિઘ્રે કુંપળકળીઓ દેવદારૂ તણી, ને
શ્રેડે ત્હેનાં દૂધની પીમળી દક્ષિણાદા વહે જે,
આલિંગુ છું ગુણવતિ! ય તે વાયુ હિમાદ્રિના હું,
ધારી પૂર્વે તુજ તનુલતા ત્હેમણે સ્પર્શી હોય. ૪૭

આ શ્લોકમાં પ્રિયના અંગને સ્પર્શેલી વસ્તુના સ્પર્શનું ચિત્ર છે. શિઘ્રેઃ જલદી. કુંપળકળીઓઃ કુંપળોના ડોડલા. પીમળીઃ પરિમળવાળા થઈ. તનુલતાઃ દેહ રૂપી વેલી.

संक्षिप्येत क्षण इव कथं दीर्घयामा त्रियामा
सर्वावस्थास्वहरपि कथं मन्दमन्दातपं स्यात् ।
इत्थं चेतश्चटुलनयने दुर्लभप्रार्थनं मे
गाढोष्माभिः कृतमशरणं त्वद्वियोगव्यथाभिः ॥ ४८ ॥

"ટૂંકી થાયે ક્ષણ વત કયમે દીર્ઘ પ્હોરોની રાત્રિ,
સૌ સ્થિતિમાં યે દિન પણ કયમે કંઇ તપે મન્દ મન્દ;
દુર્લભ એવું ચપળનયણી ! પ્રાર્થતું ચિત્ત મ્હારૂં
લાંબી ઝાળે શરણસૂનું છે તુજ વિયોગબળતું. ૪૮

પહેલાં ચરણમાં કહેલ દીર્ઘતા અને બીજા ચરણમાં સૂચવેલ સખ્ત તાપ એ બન્નેનો સરવાળો ચોથા ચરણમાં 'લાંબી ઝાળે' શબ્દોમાં થાય છે. દુર્લભઃ મેળવવું મુશ્કેલ. શરણસૂનુંઃ શરણ વિનાનું.

धारासिक्तस्थलसुरभिणस्त्वन्मुखस्यास्य बाले
दूरीभूतं प्रतनुमपि मां पञ्चबाणः क्षिणोति
घर्मान्तेऽस्मिन्विगणय कथं वासराणि व्रजेयु-
र्दिक्संसक्तप्रविततघनव्यस्तसूर्यातपानि ॥ ४९ ॥

"ધારાછાંટી ભૂમિસુરભિ શી ત્હારી મુખકાન્તિ, બાલે !
દૂર થતી તો ક્ષીણ ય મુજને સોસતો પંચબાણ;
નભઘેરન્તો ઘન વિખરતા સૂર્યતાપે તપ્યા આ
તો ગ્રીષ્માન્તે દિન કયમ જશે વ્હાલી ! મ્હારા ? વિચાર. ૪૯

ધારાછાંટી: વરસાદની ધારાઓથી છંટાયેલી. ભૂમિસુરભિ: પૃથ્વીની સુગન્ધ. ક્ષીણ: દૂબળો. પંચબાણ: કામદેવ. ગ્રીષ્માન્તે: ઉન્હાળાની આખરે.

नन्वात्मानं बहु विगणयन्नात्मनैवावलम्बे
तत्कल्याणि त्वमपि नितरां मा गमः कातरत्वम्।
कस्यात्यन्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥ ५० ॥

"વિચારીને વળી વળી જ હું આત્મથી આત્મ ધારૂં,
તો કલ્યાણિ! તું ય પણ હવે કંઇ નરી ભીરૂ થા મા;
કોને લાધ્યાં અનહદ સુખો? દુઃખ વા એકલું વે?
નીચે-ઉંચે ફરતી જ દશા ચક્રઆરાની પેર. ૫૦

ભીરૂ: બ્હીકણુ. અનહદ: અપાર, સીમા વિનાનાં. ચક્ર-આરા: પઈડાના આરા.

शापान्तो मे भुजगशयनादुत्थिते शार्ङ्गपाणौ
शेषान्मासान्गमय चतुरो लोचने मीलयित्वा ।
पश्चादावां विरहगुणितं तं तमात्माभिलाषं
निर्वेक्ष्यावः परिणतशरच्चन्द्रिकासु क्षपासु ॥ ५१ ॥

" મ્હારા શાપની અવધિ જ ઉઠયે શેષશય્યાથી વિષ્ણુ,
તો આંખોને મીંચી વિતવ તું બાકીના ચાર માસ;
ને વિરહગુણ્યા વિવિધ નિજના કોડ સૌ આપણે બે
પછી પૂરીશું જતી શરદની રાત્રિએ ચન્દ્રિકામાં " ૫૧

ઉઠયેઃ પ્રબોધિની–કાર્તક શુદ એકાદશીને દિવસેઃ ચોમાસું પૂરૂં થયે. વિરહગુણ્યાઃવિરહથી ગુણાયેલા. જતી શરદનીઃ શરદની છેલ્લી તિથિઓમાં.

भूयश्चाह त्वमपि शयने कण्ठलग्ना पुरा मे
निद्रां गत्वा किमपि रुदती सस्वरं विप्रबुद्धा ।
सान्तर्हासं कथितमसकृत्पृच्छतश्च त्वया मे
दृष्टः स्वप्ने कितव रमयन्कामपि त्वं मयेति ॥ ५२ ॥

ને વળી ફ્હે છેઃ " શયન વળગી એકદા કંઠ મ્હારે
ઉંઘી'તી, ત્ય્હાં અમથી રડતી ચીસતી જાગી ઉઠી;
બહુ ચે પૂછયે મન મંહી હસી ત્હેં કહ્યું ત્ય્હાં મ્હને, કે
' દીઠો સ્વપ્ને ઠગ ! જ તુજને કોક શું મ્હેં રમન્તો.' ૫૨

૪૩ મા શ્લોકના છેલ્લા ચરણમાં ' મુજ મુખે આમ ફ્હે છે ' એની સાથે આ શ્લોકના પહેલા ચરણમાંના ' ને વળી ફ્હે છે ' નો સમ્બન્ધ છે. કોક શું : કોઈક ( બીજી સ્ત્રી ) ની સાથે. આ શ્લોકમાં યક્ષ એવી ગુપ્ત વાતની એંધાણી આપે છે કે પોતે અને પોતાની પત્ની વિના કોઇ તે જાણતું ન હોય. એ એંધાણી મેઘ આપે એટલે તે પિયુનો વિશ્વાસુ દૂત છે એમ સિદ્ધ થાય.

एतस्मान्मां कुशलिनमभिज्ञानदानाद्विदित्वा
मा कौलीनादसितनयने मय्यविश्वासिनी भूः।
स्नेहानाहुः किमपि विरहे ध्वंसिनस्ते त्वभोगा-
दिष्टे वस्तुन्युपचितरसाः प्रेमराशी भवन्ति ॥ ५३ ॥

"એ એંધાણે મુજ કુશળતા જાણજે, શ્યામનેત્રી !
લોકો બોલ્યે લઈશ મુજમાં ના તું અન્દેશ લેશે;
કહે કો, સ્નેહો વણસી વિરહે જાય; તે તો ન માણ્યે
વાંછી વસ્તુ, રસ ઉપસીને, પ્રેમરાશી બને છે." ૫૩

એ એંધાણેઃ એ (ગુપ્ત) નિશાનીથી. શ્યામનેત્રી !ઃ કાળી આંખો વાળી ! પ્રેમરાશીઃ પ્રેમના ઢગલા. અહીં તેમ જ રસાકર નામના ગ્રન્થમાં પ્રેમને સ્નેહ પછીની દશા કહેલ છે, એમ મલ્લિનાથ કહે છે. યક્ષે કહાવેલો સન્દેશો અંહી પૂરો થાય છે.

आश्वास्यैवं प्रथमविरहोदग्रशोकां सखीं ते
शैलादाशु त्रिनयनवृषोत्खातकूटान्निवृत्तः।
साभिज्ञानप्रहितकुशलैस्तद्वचोभिर्ममापि
प्रातः कुन्दप्रसवशिथिलं जीवितं धारयेथाः ॥ ५४ ॥

પ્હેલા વિરહે ઝૂરતી સખીને ત્હારી આશ્વાસી એમ,
જલ્દી વળી તે શિવજીવૃષભે શૃંગખોદ્યા ગિરિથી,
કંઇ સંભારણું લઇ કુશળના પાઠવ્યે બોલ ત્હેને
ધારી રૂહેજે જીવિત કરમ્યા કુન્દ શું મન્દ મ્હારૂં. ૫૪

આશ્વાસીઃ આશ્વાસન આપી. શિવજીવૃષભેઃ શિવજીના પોઠીએ. શૃંખખોદ્યાઃ જેનું શિખર ખોદેલું છે એવા. કુન્દઃ મોગરાનું ફૂલ.

कच्चित्सौम्य व्यवसितमिदं बन्धुकृत्यं त्वया मे
प्रत्यादेशान्न खलु भवतो धीरतां कल्पयामि।
निःशब्दोऽपि प्रदिशसि जलं याचितश्चातकेभ्यः
प्रत्युक्तं हि प्रणयिषु सतामीप्सितार्थक्रियैव ॥ ५५ ॥

કાં ? કરશે ને સજન ! તું હવે મ્હારૂં આ બન્ધુકૃત્ય ?
નાકારો યે નહિ તુજ ખરે ! મૌનને તો હું માનું;
વણબોલ્યો યે જળ તું વરસે યાચતા ચાતકોનેઃ
પ્રણયી કેરા પ્રણય પૂરવા-સુજ્ઞના ઉત્તરો એ. ૫૫

પહેલા ચરણમાં યક્ષ પ્રશ્ન પૂછે છે, ને ઉત્તર ન મળતાં પછીના ત્રણે ચરણોમાં એ મૌનનો સુરસિક અર્થ યક્ષ પોતે જ કરી લે છે.

एतत्कृत्वा प्रियमनुचितप्रार्थनावर्तिनो मे
सौहार्दाद्वा विधुर इति वा मय्यनुक्रोशबुद्ध्या ।
इष्टान्देशाञ्जलद विचर प्रावृषा संभृतश्री-
र्मा भूदेवं क्षणमपि च ते विद्युता विप्रयोगः ॥ ५६ ॥

એટલું મ્હારૂં પ્રિય, ન ઘટતું પ્રાર્થું છું તે, કરીને
મૈત્રીથી વા, વિરહી ગણી વા, માની વા દાઝ મ્હારી,
પછી વર્ષાના વિભવભરિયો તું જજે દેશ વાંછયેઃ
મા હો આવો ક્ષણ પણ ત્હને વીજળીથી વિયોગ. ૫૬

વિભવઃવૈભવ. છેલ્લા ચરણમાં પોતાના દૂત મેઘને આ-શીર્વાદ આપીને મહાકવિ કાવ્યની સમાપ્તિ કરે છે, ને ખંડ-કાવ્યને જેવા કુતૂહલભર્યા ચાતુર્યથી આરંભ કીધો છે ત્હેવા જ ચાતુર્યથી આ કાવ્યનો અન્ત પણ અદ્ધર જ રાખેલ છે. કુમારિકા નદી અડધેથી જ પૃથ્વીમાં સમાઈ જાય તેમ આ કાવ્યનું વ્હેણ પણ અદ્ધરથી અલોપ થઇ જાય છે, ને ત્હેમાં અસામાન્ય ખૂબી રહેલી છે. ગ્રીક મહાકવિ હોમરકૃત ઈલિ-યડના મહાકાવ્યની શરૂઆત તેમ જ પૂર્ણાહુતિ યે આવી રીતે જ થાય છે.

# क्षेपकाः

तस्मादद्रेर्निगदितपथो शीघ्रमेत्यालकायां
 यक्षागारं विगलितनिभं दृष्टचिह्नैर्विदित्वा ।
यत्सन्दिष्टं प्रणयमधुरं गुह्यकेन प्रयत्ना-
 त्तद्गेहिन्याः सकलमवदत्कामरूपी पयोदः ॥ १ ॥

तत्सन्देशं जलधरवरो दिव्यवाचाऽऽचचक्षे
 प्राणास्तस्या जनहितरतो रक्षितुं यक्षवध्वाः ।
प्राप्योदन्तं प्रमुदितमना सापि तस्थौ स्वभर्तुः
 केषां न स्यादभिमतफला प्रार्थना ह्युत्तमेषु ॥ २ ॥

श्रुत्वा वार्तां जलदकथितां तां धनेशोऽपि सद्यः
 शापस्यान्तं सदयहृदयः संविधायास्तकोपः ।
संयोज्यैतौ विगलितशुचौ दंपती हृष्टचित्तौ
 भोगानिष्टानविरतसुखं भोजयामास शश्वत् ॥ ३ ॥

* * *

# પૂરવણી ક્ષેપકો

૧. રામાદ્રિથી લઈ પથ કહ્યો, જલ્દી અલકા જઈને,
 દાખ્યાં ચિહ્નને દ્યુતિઉપટિયું ઓળખી યક્ષધામ,
જે કહાવ્યું'તું પ્રણયમધુરે એહ યક્ષે પ્રયાસે,
તે સૌ ત્હેની કહ્યું ગૃહિણીને મેહુલે કામરૂપે.

૨. એ સન્દેશો જનહિતમચ્યા મેઘમાં શ્રેષ્ઠ મેઘે
યક્ષઓને, જીવ ઉગરવા, દિવ્ય વાચાથી દીધો;
તે યે લાધ્યે પિયુની ખબરો ચિત્ત પામી પ્રમોદઃ
કોને વાંછ્યે ફળ નવ ફળે પ્રાર્થના સજ્જનોને ?

૩. જાણી વાતો ધનની કહી તે ત્ય્હાં કુબેરે ય તુર્ત
કોપ ઉતાર્યો, સદય હૃદયે શાપને યે નિવાર્યો;
શોક શમાવ્યા, ઉર હરખવ્યાં, દંપતી મેળવ્યાં, ને
વાંછ્યા ભોગો, અણગળ સુખો નિત્યનાં ભોગવાવ્યાં.

'ખાધું, પીધું ને રાજ્ય કીધું' એ ગુજરાતી જૂની પદ્ધતિ સંસ્કૃત સાહિત્યના છેલ્લા યુગનો વારસો જણાય છે; ને એ પદ્ધત્યનુસાર મહાકવિની ઉણપ સંસ્કૃત સાહિત્યકારોએ આ શ્લોકોથી પૂરી છે. રામાદ્રિથીઃ રામગિરિથી. દ્યુતિઉપટિયું: તેજ ઉડી ગયેલું. કામરૂપેઃઇચ્છા પ્રમાણે રૂપ ધરનારાએ. પ્રમોદઃ અતિ હર્ષ. સદયઃ દયાવન્તા.

* * *